# ધર્મ એટલે શું?

વિવેચક

મુનિશ્રી ધનરાજજી સ્વામી

સંગ્રહકર્તા

કાન્તીભાઇ હીરાભાઇ વકીલવાલા

(ઝવેરી)

# અર્પણ

**

સત્યશોધક
આત્માર્થી સજ્જનોને

# ભૂમિકા

શ્રી જૈન શ્વેતામ્બર તેરાપંથ સમ્પ્રદાયના આચાર્યદેવ શ્રી શ્રી ૧૦૦૮ શ્રી તુલસીરામજી મહારાજની આજ્ઞાનુસાર મુંબઇપ્રાંતમાં વિહરતા મુનિશ્રી ધનરાજજી સ્વામી આદિ ઠાણા ચારનું વિ. સંવત ૨૦૦૩નું ચોમાસુ વોર્ડનરોડ પર દરિયામહાલમાં થયું, ત્યાં ઘણા જિજ્ઞાસુ ભાઇ બહેનો ધર્મનો મર્મ સમજવા મહારાજશ્રી પાસે આવતા હતા અને ધર્મ સંબંધી અનેક જાતના વિચિત્ર પ્રશ્નો પૂછતાં, ત્યારે મહારાજશ્રી તેઓને ઘણી ઝીણવટથી આગમોના પાઠ તર્ક, હેતુ અને દૃષ્ટાંતો વડે સમજાવતા હતા. તે બધું સાંભળી અમારા મનમાં એવો વિચાર ઉદ્‌ભવ્યો કે 'જો મહારાજશ્રીના આ શાસ્ત્રોક્ત તર્ક તથા દલીલયુક્ત પ્રશ્નોત્તર રૂપ ધર્મવિવેચના સંકલીત થઇ પુસ્તિકા રૂપમાં જનતા સમક્ષ રજુ થાય તો ઘણી જીજ્ઞાસુ વ્યક્તિઓને ધર્મનો મર્મ સમજવાની સુંદર તક મળે. આ વિચારોને મૂર્તસ્વરૂપ આપવા મહારાજશ્રીના ધર્મવિવેચનોનો અમૂલ્ય સંગ્રહ કંઠસ્થ યા કરી "ધર્મ એટલે શું" નામક પુસ્તક રૂપે રજુ કરીએ છીએ અમને આશા છે કે આમાંથી સજ્જનો એનો અવશ્ય લાભ ઉઠાવશે અને આત્મકલ્યાણ સાધશે.

આ પુસ્તકમાં આવતાં ચારે પાત્રો- શ્રી જિનસૂરિ (મિત્રરાજ) ધર્મચંદ, જ્ઞાનચંદ અને પ્રેમચંદ અમે કલ્પિત મૂક્યાં છે વ્યક્તિગત નથી

તા. ૧૨-૧૦-૪૮
ગુરૂકૃત ચેમ્બર્સ, ચોથે માળે,
મુમ્બાદેવી રોડ મુંબઇ ૨

કાન્તીભાઇ હીરાભાઇ વકીલવાળા
(ઝવેરી)

# ફૂલ ગુંથણી

## દયા ધર્મ ૧

## દાન ધર્મ ૨

# શુદ્ધિ પત્ર

| પૃષ્ઠ | પંકિત | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૦ | ૧૦ | ઉગયોગ | ઉપયોગ |
| ૩૪ | ૧૨ | પણ | ત્રણ |
| ૫૧ | ૧૦ | મોઠા | મોટા |
| ૫૬ | ૧૭ | દે | કે |
| ૬૭ | ૪ | આના | સામા |
| ૬૮ | ૧૦ | મારે | માટે |
| ૭૭ | ૫ | આરભ | આરભ પણ |
| ૮૨ | ૧૦ | ઔદાયિક | ઔદયિક |
| ૮૪ | ૨ | અઠ્યાસી કરોડને એસી લાખ | ત્રણ અબજ અઠ્યાસી કરોડ ને એસી લાખ |
| ૮૮ | ૧૯ | ક્યા | ક્રિયા |

धम्मो मगलमुक्किट्ठ अहिंसा सजमो तवो ।
देवावि त णमसति, जस्स धम्मे सया मणो ।।

દશવૈકાલિક સૂત્ર અ० ૧ ગા० ૧

પરમ પવિત્ર ધર્મ ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ મગલ છે તે અહિંસામય છે, સયમમય છે, અને તપોમય છે જેનુ મન સદા ધર્મમાં સલગ્ન રહે છે એવા આદર્શ પુરુષને દેવતાઓ પણ નમસ્કાર કરે છે

# પીઠિકા

દરેક વ્યક્તિ એ વાત નિર્વિવાદપણે માનવાને તૈયાર હશે કે આપણે જે આનંદ સુખ, સંપત્તિ ભોગવીએ છીએ, જે મોટા માન મરતબાઓ મેળવીએ છીએ, અને ગમે ત્યાં જઈને પ્રભાવ પાડી શકીએ છીએ તે સઘળો ધર્મનો જ પ્રતાપ છે, ધર્મની જ મહેરબાની છે આમ છતાં આજની પ્રજામાં ધર્મ માટે જે પ્રેમ અને ધગશ જોઈએ તે જરૂર ઓછા જણાય છે, એટલું જ નહિ પણ કેટલાક લોકો ધર્મનો ખુલ્લંખુલ્લા વિરોધ કરી રહ્યા છે આ પરિસ્થિતિ થવાનું કારણ શું? બહુ વિચાર કરતા જણાય છે કે એ માટેની સહુથી વધારે જવાબદારી ધર્મગુરુઓની છે

આજે કેટલાક કહેવાતા ધર્મગુરુઓ દુનિયાને ઠગવા મંડ્યા છે, ધર્મના બહાના નીચે દુકાનદારીઓ ચલાવી ધન ભેગું કરવા લાગ્યા છે, અને ધર્મની ઓથમાં ગમે તેવા દુષ્કૃત્યો કે અયોગ્ય કાર્યો કરતા પણ શરમાતા નથી પોતાની ધર્મગુરુ તરીકેની ફરજ કેટલી મહાન છે તે ભૂલી જઈ તેઓ સાંસારિક કાર્યોમાં રસ લ્યે છે અને હિંસાત્મક આદેશ ઉપદેશ આપતા જરા પણ અચકાતા નથી જ્યારે આજની પ્રજા કોઈક અંશે જાગૃત છે, માત્ર અંધશ્રદ્ધાળુ નથી, સત્યાસત્યનો વિચાર કરી શકે તેવી છે તેથી ઉપરોક્ત પરિસ્થિતિનો તેના મન પર ખરાબ પડઘો પડે છે આજ સ્થળે જો ધર્મગુરુઓ પવિત્ર હોય, શુદ્ધ આચરણવાળા હોય અને કેવળ આત્મોન્નતિની ભાવનાથી જ ધર્મનું રહસ્ય સમજાવતા હોય તો મને લાગે છે કે સમસ્ત વસ્તુસ્થિતિ પલટાઈ જાય

ઉપરનુ દૃષ્ટિબિંદુ લક્ષમા રાખીને ધર્મ અંગે થોડુ વિવેચન કરવાની આંતરિક પ્રેરણા થાય છે

વ્યકિતગત કોઇ પણ સપ્રદાયનુ ખડન કે મડન કરવાનુ ધ્યેય નથી પણ વીતરાગ દેવોએ પ્રરૂપેલો ધર્મ કેવો છે તેને શુદ્ધ સ્વરૂપમા જાહેર કરવાની ભાવના છે

ધર્મનો વિષય અત્યત ગહન તેમજ સૂક્ષ્મ છે અને અનાદિ કાળથી આત્માઓ પરવસ્તુઓમાં મોહિત થઇ રહ્યા છે તેમજ પરમ પવિત્ર ધર્મથી અપરિચિત જેવા બની રહ્યા છે તેમને સરળતા પૂર્વક સમજાવવાં માટે સઘળુ વ્યક્તરૂપ સવાદ શૈલિદ્વારા રચવામાં આવ્યુ છે

'ધનમુનિ'



રાજનગરના મુખ્ય ચોકમાં આવી ધમાલ ક્યારે પણ મચી ન હતી. આખો ચોક નરનારીઓથી ઉભરાઇ રહ્યો હતો. આજુબાજુનું કોઇ મકાન કોઇ છજું કે કોઇ ઝરૂખો એવો ન હતો કે જે ખીચોખીચ ભરેલો ન હોય.

ભિક્ષુસૂરિ નામના વિદ્વાન જૈનાચાર્યનું આજે બીજું જાહેર વ્યાખ્યાન હતું. ગઇ કાલના તેમના વ્યાખ્યાને જનતાના હૃદય પર ભારે અસર કરી હતી. તેઓ જબ્બર વક્તા હતા એટલું જ નહિ પણ સત્યના મહાન પૂજારી હતા. લોકોને પસંદ પડે તેવી વાતો કરી સસ્તી કીર્તિ પેદા કરવાના તે કટ્ટર વિરોધી હતા, એટલું જ નહિ પણ લોકાપવાદના ભયે સત્ય વસ્તુ કહેતાં કદી અચકાતા નહિ. જગતમાં કેટલીયે પરંપરાઓ અને માન્યતાઓ એવી ચાલી આવે છે કે જેમાં ઊંડા ઉતરીને જોવામાં આવે તો કંઇક બીજું જ નીકળી આવે, પણ તે જોવાને માટે પ્રખર તર્કજ્ઞાન જોઇએ, સૂક્ષ્મ વિવેકબુદ્ધિ જોઇએ અને સહુથી વધારે તો સત્ય શોધવાની મુમુક્ષુવૃત્તિ જોઇએ. ભિક્ષુરાજ આ ગુણોથી યુક્ત હતા એટલે જ તેમણે કેટલીક આગમ-વિરુદ્ધ જૂની માન્યતાઓનું આગમોક્ત ન્યાયથી નવું મૂલ્યાંકન કરવાની હાકલ કરી હતી. સમસ્ત જનતા આ વ્યાખ્યાનથી પ્રભાવિત બની હતી. જો કે 'ધર્મધોરી' ગણાતાં કેટલાક સજ્જનોને એમની વાત રુચી ન હતી, છતાં તેઓ વ્યાખ્યાનમાં હાજર રહ્યાં હતા.

આજનું વ્યાખ્યાન પણ કાલના જેટલું જ જોરદાર હતું. સંસારનું સ્વરૂપ, મનુષ્યનું કર્તવ્ય, વીતરાગ ભગવાને સંસાર તરવાનો બતાવેલો

માર્ગ, સાધુધર્મ શ્રાવકધર્મ વગેરે અનેક મુદ્દાઓ ઉપર તેમણે સચોટ વિવેચન કર્યું હતુ પોતાનુ ગઇ કાલનુ વ્યાખ્યાન કેટલાક ધર્મશ્રધ્ધાળુઓને ગમ્યુ ન હતુ એ વાત તેમના કાને આવી ચુકી હતી તેથી વ્યાખ્યાનની પૂર્ણાહુતિ કરતા પહેલાં તેમણે એ વાત જાહેર કરી 'કે જે સજ્જનોને મે પ્રતિપાદિત કરેલા મુદ્દાઓ અંગે કંઇપણ પ્રશ્ન પૂછવા હોય તો તેમના મનનુ સમાધાન હુ કરીશ' આ જાહેરાતથી સર્વત્ર આનંદ થયો અને ગઇ કાલે જેમનામા ખળભળાટ થયો હતો તેઓ પણ કાંઇક રાહતની લાગણી અનુભવવા લાગ્યા

* * *

બપોર થતા ધર્મચંદ જ્ઞાનચંદ અને પ્રેમચંદ નામની ત્રણ વ્યકિતઓ ભિક્ષુરાજ આગળ આવી પહોચી પ્રથમ વિધિથી વંદન કર્યું અને પછી નજીકમા સ્થાન લીધુ બીજા પણ ઘણા લોકો પોતાના મનની શંકા-સમાધાન કરવા આવ્યા હતા પણ આ વ્યકિતઓની ચર્ચા રસિક હતી તેથી તેના પર જ આપણે લક્ષ દોડાવીએ

જ્ઞાનચંદ  આચાર્યશ્રી ! આપના વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાનથી અમને બહુજ આનંદ થયો છે, આપની સચોટ દલીલોથી ઘડીભર અમે મુગ્ધ બની ગયાં હતા પરતુ આપે પ્રરૂપેલી કેટલીક બાબતો અમારા હૃદયમા ઉતરતી નથી તેથી આપ જો અનુમતિ આપો તો કેટલાક પ્રશ્નો પૂછવાની ઇચ્છા છે

ભિક્ષુરાજ  મહાનુભાવો ! સાભળેલી વસ્તુને વગર વિચાર્યે ગ્રહણ કરવી તેનો અર્થ કંઇ નથી સુજ્ઞજનોએ હમેશા સાભળેલી વસ્તુ પર વિચાર કરવો જોઇએ તેમાં જણાવેલા સારાસાર મુદ્દાઓની પોતાના મનમાં તુલના કરવી જોઇએ અને જ્યારે તે ગ્રહણ કરવા યોગ્ય લાગે ત્યારે જ ગ્રહણ કરવી જોઇએ આ રીતે ગ્રહણ થયેલી વસ્તુ ચિરકાળ ટકે છે અને વિકાસના સાધનભૂત બને છે તમોએ મારા વ્યાખ્યાનના મુદ્દાઓ પર વિચાર કર્યો અને તેમાં કેટલીક શંકાઓ

કરી તેથી મને ખોટું લાગતું નથી પણ આનંદ થાય છે હું જોઇ શકું છું કે તમો મુમુક્ષુ છો અને જ્યારે પણ તમને સત્ય સમજાશે ત્યારે તેને બેધડક અપણ કરશો એટલે તમારી ગમે તેવી શંકાઓનો ઉત્તર હું જરૂર આપીશ

જ્ઞાનચંદ આચાર્યશ્રી ! ભારતની સંસ્કૃતિ દયામૂલક છે તેમાંયે ખાસ કરીને જૈનધર્મ તો દયા ધર્મને નામે જ ઓળખાય છે આપણા મહાજનો આજે કેટલીયે પાંજરાપોળો નભાવે છે કુતરાઓને રોટલાં નાખે છે બકરાંને દૂધ પાય છે, કબુતરોને જુવાર નાખે છે અને ગરીબ ગરબા, અંધિળા અપગ વગેરેને મદદ કરે છે તે સિવાય અનેક દયાનાં કામો કરે છે પરંતુ આપના વ્યાખ્યાનનો સૂર એવો છે કે આ બધાં વ્યવહારિક દયાના કાર્યો છે, મોક્ષદાયક આત્મિકદયા તો એક જુદી જ વસ્તુ છે તો શું આપણો સમાજ અવળા માર્ગે જ ચાલી રહ્યો છે ?

ભિક્ષુરાજ મહાનુભાવો ! જગતમાં જેટલું પીળું દેખાય તેટલું સોનું નથી અને ઉજળું દેખાય તેટલું દૂધ નથી આપણે અમુક પ્રણાલિકાઓને અનુસરતા આવ્યાં છીએ માટે જ તે સાચી હોવી જોઇએ તેવું નથી દરેક વસ્તુમાં ઊંડા ઉતરીએ એટલે તેના સ્વરૂપની ખરી ખબર પડે આપણી ઘણી ચાલુ પ્રવૃત્તિઓને ધાર્મિક દૃષ્ટિએ ફરી તપાસવાની જરૂર છે

ધર્મચંદ મહારાજશ્રી ! એ વાત અમે કબુલ રાખીએ છીએ પણ અમે સાંભળ્યું છે કે તમારા સંપ્રદાયના સાધુઓ—

૧ બિલાડી ઉંદરને મારતી હોય તો તેને છોડાવવાની ના પાડે છે

૨ કસાઇ બકરાને મારતો હોય તો તેની રક્ષા કરવાનો નિષેધ કરે છે

૩ છોકરો મોટર નીચે આવતો હોય તો તેને બચાવવો નહિ

એમ કહે છે

૪ ગાયનો વાડો સળગતો હોય તો તેને ઓલવો નહિ એમ પ્રચાર કરે છે

૫ મહાવીર ભગવાનને ચૂકયા એમ કહે છે

૬ માબાપની સેવા કરવામાં પાપ છે એમ કહી સેવા કરતાં રોકે છે

૭ તરસ્યાને પાણી પાવું નહિ એમ કહી અંતરાય દે છે

૮ આંધળાં, પાંગળાં, વગેરે અનાથોને ખાવાનું આપવાની મનાઇ કરે છે

૯ પારેવાને ચણ, કૂતરાને રોટના અને ગાયને ઘાસ નાંખવું નહિ એમ કહી દાનધર્મની જડ ઉખેડે છે

૧૦ તપસ્વી શ્રાવકને પારણું કરાવવાનો તથા સંઘજમણ નવકારશી કરવાનો નિષેધ કરી લોકોના મનમાંથી સાધર્મિક વાત્સલ્યની ભાવનાનો ઉચ્છેદ કરે છે

૧૧ કોઇ પણ સાંસારિક સંકટમાં ધન આપતાં રૂકાવટ કરે છે

આ બધી વાતો શું સાચી છે? અને જો સાચી હોય તો ખરેખર જ વિચારવા જેવી છે આપના જેવા વિદ્વાન મુનિવર એના સંતોષકારક ખુલાસા જરૂર કરશે

શિશુરાજ મહાનુભાવો! તમે ઉપરના દરેક મુદ્દાઓનો ઉત્તર હું જરૂર આપીશ, પણ તે પહેલા એક વાતની સ્પષ્ટતા કરી લઉં કે કોઇ પણ ગૃહસ્થો 'સાંસારિક ઉપકારના ઉપરોક્ત કાર્યો કરતા હોય તેને તે વખતે જો કોઇ સાધુ ના પાડે તો અમે તેને સાધુ તો શું પણ કસાઇથી પણ ઘણો ખરાબ સમજીએ છીએ અમે મુહપત્તિ બાંધીએ છીએ તથા રજોહરણ રાખીએ છીએ તેનો અર્થ શું છે?

જ્ઞાનચંદ મહારાજશ્રી! ત્યારે આપ ઉપરોક્ત કાર્યોનો નિષેધ નથી કરતા, એમજ ને?

ભિક્ષુસૂરિ બરાબર અમે એ કાર્યોનો નિષેધ કરતા નથી

જ્ઞાનચંદ ત્યારે જગતમાં એ વાતનો પ્રચાર કેમ ચાલી રહ્યો છે?

ભિક્ષુસૂરિ મહાનુભાવો! લોકસમૂહ તો ગાડરિયા પ્રવાહ જેવો છે તેમાં તત્ત્વ સમજનારા વિરલા જ હોય છે જેઓ તત્ત્વ સમજે છે તેઓ કદી ખોટા આક્ષેપો કરતા નથી હું તમને ધર્મ એટલે શું? તે શાસ્ત્રીય ન્યાયથી બરાબર સમજાવીશ એટલે તમે સ્વયં વિચારી લેશો કે લોકોની એ માન્યતામાં કેટલું વજૂદ છે।

ધર્મચંદ આચાર્યદેવ! અમે એ સાંભળવાજ આતુર છીએ કૃપા કરીને અમને એ વિષય બરાબર સમજાવો.

ભિક્ષુરાજ મહાનુભાવો! 'ધર્મ'* શબ્દના ત્રણ અર્થ થાય છે પ્રથમ તો ધર્મ એટલે ગુણ–સ્વભાવ બીજો ધર્મ એટલે સાંસારિક કર્તવ્ય ફરજ, વ્યવહાર તથા રિવાજ અને ત્રીજો ધર્મ એટલે આત્મિક કલ્યાણ સાધવાનો માર્ગ આમાં ધર્મના પ્રથમ અર્થને જરા વિસ્તારથી સમજીએ કહ્યું છે કે ધરતિ વસ્તુન સ્વમાત્રમિતિ ધર્મ। અર્થાત્ જે વસ્તુના સ્વભાવને ધારણ કરીને રાખે—ત્રણ

* મહાત્મા ગાંધીએ માન્ય કરેલા અને ગૂજરાત વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ થયેલા "સાર્થ ગૂજરાતી જોડણી કોશ"માં "ધર્મ" શબ્દના અર્થ નીચે મુજબ આપવામાં આવ્યા છે (૧) નીતિ (૨) સદાચાર વિષેનું તથા મરણ સાંપરાય, ઇશ્વરાદિ ગૂઢ તત્ત્વો વિષેનું જ્ઞાન, શ્રદ્ધા કે માન્યતા. (૩) શાસ્ત્રોક્ત વિધિનિષેધ–આચાર (૪) પુણ્ય દાન (૫) ફરજ કર્તવ્ય (૬) ચાર પુરુષાર્થોમાંનો એક (૭) ગુણ લક્ષણ સ્વભાવ

ક્રમમાં બદલવા ન દે તે ધર્મ અર્થાત્ વસ્તુનો ગુણ કહેવાય છે, જેમકે અગ્નિનો ધર્મ બાળવાનો છે પાણીનો ધર્મ તૃષા છીપાવવાનો છે, રોટલીનો ધર્મ ક્ષુધા શાંત કરવાનો છે, ઇન્દ્રિયોનો ધર્મ સ્વવિષયમાં પ્રવૃત્ત થવાનો છે એટલે કે કાનનો ધર્મ સાંભળવાનો છે, આંખનો ધર્મ જોવાનો છે, નાકનો ધર્મ સુંઘવાનો છે, જીભનો ધર્મ સ્વાદ લેવાનો છે અને સ્પર્શેન્દ્રિયનો ધર્મ સ્પર્શ કરવાનો છે

હવે ધર્મનો બીજો અર્થ સાંસારિક કર્તવ્ય, ફરજ, વ્યવહાર કે રિવાજ છે તેની વ્યાખ્યા નીચે પ્રમાણે થઇ શકે છે – ધરતિ નિયમિતરૂપેણ સંસારમિતિ ધર્મ અર્થાત્ સંસારને જે નિયમિત રૂપથી ધારણ કરે છે તે ધર્મ આ ધર્મ સાંસારિક અનિયમિતતાને રોકવાનું કાર્ય કરે છે તેમા ત્રણ પૈકીની બે નીતિઓનો સમાવેશ થઇ જાય છે

પ્રેમચંદ– મહારાજશ્રી! ત્રણ નીતિઓ કઇ કઇ છે? અને તેમાંની બેનો સમાવેશ ધર્મના બીજા અર્થમાં કેવી રીતે થાય છે?

જિનરાજ મહાનુભાવ! આ સંસારમાં મુખ્ય નીતિઓ ત્રણ પ્રકારની છે '(૧) રાજનીતિ (૨) સામાન્ય સંસાર નીતિ અને (૩) ધર્મનીતિ

સામ દામ દંડ અને ભેદથી પ્રજાની રક્ષા કરવી તથા ચોર જુગારી, વ્યભિચારી અને દેશઘાતકોનું દમન કરવું એ રાજનીતિ છે તેના વિષે ઘણું વિવેચન થઇ શકે તેમ છે પણ અત્રે તેને માટે સ્થાન નથી

બીજી સંસારનીતિ છે તેનું સ્વરૂપ સંસાર નીતિજ્ઞ લોકોના અભિપ્રાય પ્રમાણે સામાન્ય રીતે નીચે મુજબનું ગણાય —

૧ માતા-પિતાએ પોતાના સંતાનોનું પાલન પોષણ કરવું તેમને

ભણાવવા, ગણાવવા સારૂં ઘર જોઇને પરણાવવા તથા સંતાનોએ મોટા થયા પછી માતા પિતાની સેવા કરવી તેઓને વિનયથી બોલાવવા તથા તેઓનુ મન ઘણુ જ પ્રસન્ન રાખવાની ચેષ્ટા કરવી વગેરે

૨ સામાન્ય ગૃહસ્થે પોતાના આંગણે આવેલા જાણીતા કે અજાણ્યા, શ્રીમંત કે ગરીબનો યથાયોગ્ય સત્કાર કરવો

૩ કોઇ પણ ભૂખ્યા તરસ્યા અનાથ રાંક, ભિખારી કે દુખી માગવા આવ્યા હોય તે વખતે 'આજ મારી પાસે કાંઇક છે માટે જ માગવા આવ્યો છે એમ વિચારી અન્ન પાણી વગેરે કાંઇક વસ્તુ આપવી.

૪ પારેવાં, ચકલા વગેરે પક્ષીઓ તથા કુતરા કાંઇ રળીને ખાઇ શકતા નથી ઘણે ભાગે મનુષ્યોના આધારે જ આ પ્રાણીઓની આજીવિકા છે એમ વિચારી ચણ કે રોટલા નાખવા

૫ ગાય, બળદ વગેરે પશુઓ મનુષ્ય જાતિને જીવવામા ઘણી સહાયતા કરે છે અને ઘણી સેવા બજાવે છે અને હવે વૃદ્ધાવસ્થાદિ કારણે નિરાધાર પાંજરાપોળ વગેરેમાં રહેલ છે તે માટે પંચેંદ્રિય જાતિભાઇની સહાયતા કરવી એ અમારી ફરજ છે એમ સમજી પાંજરાપોળ વગેરે સંસ્થાઓમાં કાંઇક આપવુ

૬ દુર્બળ વ્યક્તિ પર કોઇ દુષ્ટ અત્યાચાર કરતો હોય તે વખતે દુર્બળને મદદગાર થવુ

૭ ન્યાતના શેઠિયાઓએ કોઇ પણ જ્ઞાતિજન કુમાર્ગે જતો હોય તેને રોકવો અને તેમ કરતા તે ન માને તો તેને યોગ્ય દંડ દેવો તથા ન્યાતનુ બંધારણ ઘડવુ અને તેને બરાબર ચલાવવી

આ બધી વાતોનો સમાવેશ સંસારનીતિમાં થાય છે અને સંસારીઓ તેને સંસારી નીતિ કરનારી માને છે આ બંને નીતિઓ ધર્મના બીજા અર્થમાં મળી જાય છે કેમ જ્ઞાનચંદ ભાઇ! ધર્મનો બીજો અર્થ બરાબર સમજાયો ને?

જ્ઞાનચંદ જી, સાહેબ ઉપરની સઘળી બાબતો ધર્મ કહેતાં સાંસારિક ફરજ કે વ્યવહારનું નામ છે હવે ધર્મનો ત્રીજો અર્થ સમજાવવાની કૃપા કરો

ભિક્ષુરાજ જ્ઞાનચંદ ભાઇ! શાસ્ત્રકારોએ આત્મકલ્યાણના માર્ગરૂપ ધર્મનો અર્થ નીચે મુજબ કર્યો છે –धरति दुर्गतिपततो जीवानिति धर्म અર્થાત્ દુર્ગતિમાં પડતા જીવોને ધારી રાખે–બચાવી રાખે તે ધર્મ જ્યાં આ પ્રકારનો આત્મિક ધર્મ છે ત્યાંજ ધર્મ-નીતિ છે દાખલા તરીકે હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર કે પરિગ્રહનો ત્યાગ કરવો, ક્ષમા નીરભિમાનતા, સરળતા તથા નિર્લોભતા આદિ ગુણો ધારણ કરવા, કોઇને ઉપદેશ દ્વારા પાપના પ્રત્યાખ્યાન (ત્યાગ) કરાવવા દાન શીયળ, તપ ભાવનાનું યથાશક્તિ ભક્તિપૂર્વક આરાધન કરવું સામાયિક, પૌષધ આદિ ધર્મક્રિયાનું અનુસરણ કરી આત્મિક ગુણોનું અવલોકન કરવું ઇત્યાદિ

જ્ઞાનચંદ મહારાજશ્રી! ધર્મના ત્રણ અર્થો અમે બરાબર સમજ્યા તેમજ તેની અંતર્ગત ત્રણ નીતિઓ બતાવી તે પણ બરાબર સમજ્યા છતાં અમુક કાર્યમાં ધર્મ થાય છે કે નહિ તે સમજવા માટે કાંઇક વિશેષ પ્રકાશ પાડો શાસ્ત્રો વાંચીને ધર્મ-અધર્મનો નિવેડો લાવવો અમારા જેવા સંસારી મનુષ્યોને માટે અશક્ય નહિ તો દુ:શક્ય તો છે જ

ભિક્ષુરાજ – બહુ હર્ષનો વિષય છે મહાનુભાવો! તમે ધર્મનો અર્થ અને ત્રણ પ્રકારની નીતિ સમજ્યા છો હવે હું તમને ધર્મની ચાવીરૂપ સાત સિદ્ધાંતો સમજાવવાનો પ્રયત્ન કરૂં છું તમે સમજી ને યત્નાપૂર્વક ઉત્તર આપજો અને રહસ્ય હૃદયમાં ઉતારજો જ્ઞાનચંદ ભાઇ! ધર્મ દયામાં કે હિંસામાં ?

જ્ઞાનચંદ દયામાં

ભિક્ષુસૂરિ ધર્મ વીતરાગ પ્રભુની આજ્ઞામાં કે આજ્ઞા બહાર ?

જ્ઞાનચંદ આજ્ઞામાં

ભિક્ષુસૂરિ ધર્મ ત્યાગમાં કે ભોગમાં ? તથા વ્રતમાં કે અવ્રતમાં ?

જ્ઞાનચંદ ત્યાગમાં તેમજ વ્રતમાં

ભિક્ષુસૂરિ ધર્મ ઉપદેશમાં કે બળજબરીમાં ?

જ્ઞાનચંદ ઉપદેશમાં

ભિક્ષુસૂરિ ધર્મ આત્મિક શાતામાં કે શારીરિક શાતામાં ?

જ્ઞાનચંદ આત્મિક શાતામાં

ભિક્ષુસૂરિ ધર્મ સમતાની વૃદ્ધિમાં કે મમતાની વૃદ્ધિમાં ? અથવા રાગદ્વેષ વધારવામાં કે રાગદ્વેષ ઘટાડવામાં ?

જ્ઞાનચંદ સમતાની વૃદ્ધિમાં અને રાગદ્વેષ ઘટાડવામાં

ભિક્ષુસૂરિ ધર્મ અમૂલ્ય છે કે પૈસાથી વેચાતો પણ મળી શકે ?

જ્ઞાનચંદ અમૂલ્ય છે

ભિક્ષુસૂરિ આ ઉત્તરો તમે બરાબર વિચારીને આપ્યા છે કે ઉતાવળથી?

આ વખતે ત્રણે શ્રાવકો મલકીને બોલ્યા કે-આચાર્યશ્રી આ સાત સિધ્ધાંતો એવા સરસ અને સરળ છે કે જૈન, વૈષ્ણવ હિંદુ, બૌધ્ધ, ખ્રિસ્તી, મુસલમાન, પારસી વગેરે બધાંને માનવાજ પડે કાયદા પ્રમાણે તો કોઇથી ના પાડી શકાય જ નહિ પણ સાહેબ! અમારા મનનું સમાધાન થાય તેવી રીતે દયા ધર્મ અને દાન ધર્મ ઉપર આ સાતે સિધ્ધાંતો લગાવીને સમજાવવાની કૃપા કરો

ભિક્ષુસૂરિ ભાઇ! આ બંને ધર્મોનું વિવેચન ઘણું સહેલ છે લોકો મોઢાથી દયા દયા અને દાન દાન પોકારે છે પણ તે પહેલા જેનો દયા અને દાન સાથે મુખ્ય સંબંધ છે તે જીવ વિષે જાણવું જોઇએ જીવના છ ભેદ છે

(૧) પૃથ્વીકાય-( મટોડી પત્થર આદિ ખનીજ પદાર્થો )

(૨) અપકાય - ( પાણી )

(૩) તેઉકાય ( અગ્નિ )

(૪) વાયુકાય (હવા-પવન)

(૫) વનસ્પતિકાય (લીલોતરી)

(૬) ત્રસકાય ( હાલતા ચાલતા દરેક જીવો )

હવે જીવના છ વિશેષ ગુણો છે તે જરા સમજી લ્યો!

(૧) જ્ઞાન (૨) દર્શન (૩) આત્મિક સુખ (૪) વીર્ય (૫) ચૈતન્યત્વ (ચેતનપણું) અને (૬) અમૂર્તત્વ ( અરૂપીપણું )

આ સાથે અજીવ સબંધી પણ થોડું જાણી લો સમસ્ત વિશ્વના બે ભાગ પડે છે, એક તો જીવ અને બીજો અજીવ તેમાં જીવ વિષે તમને સમજ પાડી, હવે અજીવના પાંચ પ્રકારો છે તે નીચે મુજબ —

(૧) ધર્માસ્તિકાય એટલે વસ્તુને ગતિમાન થવામાં સહાય આપનાર દ્રવ્ય

(૨) અધર્માસ્તિકાય એટલે વસ્તુને સ્થિર રહેવામાં સહાય આપનાર દ્રવ્ય

(૩) આકાશાસ્તિકાય એટલે દરેક વસ્તુને રહેવા માટે આશ્રય આપનાર દ્રવ્ય

(૪) કાળ એટલે જેના વડે કરીને ભૂત ભવિષ્ય અને વર્તમાન જાણી શકાય તથા નવા જુના વગેરેનું ભાન થાય છે તે દ્રવ્ય

(૫) પુદ્ગલાસ્તિકાય એટલે પુરણ અને ગલન જેનો સ્વભાવ છે તેવું અણુ અને સ્કંધરૂપ દ્રવ્ય તેનાં ૭ ગુણો—

(૧) સ્પર્શ (૩) રસ (૩) વર્ણ (૪) ગંધ (૫) અચેતનત્વ (અચેતનપણું, જડત્વ) અને છઠ્ઠું મૂર્તત્વ (રૂપીપણું)

મહાનુભાવો ! હું માનું છું કે વિશ્વના આ મૂળ ભૂત તત્ત્વો અને તેના વર્ગીકરણમાં તો કોઇને કાંઇ વાંધો વિરોધ છે જ નહિ હવે તમે કહો જોઇએ દયા એટલે શું ?

પ્રેમચંદ-સાહેબ ! કોઇ પણ મરતાં જીવને બચાવવો તે દયા

જિનસૂરિ-આપ ! કેવી રીતે બચાવીએ તો ?

શારદા-સાહેબ ! ગમે તે રીતે બચાવીએ તેમાં દયાધર્મ જ છે

જિનસૂરિ-શ્રાવકો ! બરાબર સમજીને ઉત્તર આપો જો ગમે તેમ બચાવવામાં દયાધર્મ હોય તો કહો કે એક માણસે પાંચ ભૂખે મરતાં પ્રાણીઓને અનેક કંદમૂળાદિ ખવડાવીને બચાવ્યાં બીજા માણસે પાંચ તરસથી મરતા જીવોને કાચું પાણી પીવડાવી જીવતા રાખ્યાં, ત્રીજાએ ટાઢથી મરતા પાંચ માણસોની અગ્નિ સળગાવીને રક્ષા કરી, ચોથાએ ગરમીથી બેહોશ થયેલા પાંચ મનુષ્યોને પંખાથી હવા નાખી સાવચેત કર્યા પાંચમાએ

પ્રાણ નીકળતા પાચ પ્રાણીઓને ઘેર અટવીમાં અન્નને અભાવે એક હરણને મારીને ખવડાવ્યુ અને એ રીતે પાચેના પ્રાણ બચાવ્યાં, છટ્ઠાએ સ્વાભાવિક મરેલા એક પશુનું માંસ ખવડાવીને પાચ જીવોના જાન ઉગાર્યા, સાતમાએ એક જીવના માણસનુ બળજબરીથી લોહી લઇ તે લોહીના ઇન્જેકશન આપી પાંચ રોગી માણસોને સાજા કર્યા આઠમાએ મોટુ જુઠુ બોલી કોર્ટમાં ખોટી સાક્ષી આપીને પાચ ગુ હેગાર માણસોને છોડાવ્યા, નવમાએ મોટી ચોરી કરી ભૂખે મરતાં પાંચ માણસના એક કુટુબને બચાવ્યુ અને દશમાએ વ્યાપારમાં ખૂબ દગાબાજી કરી અન્યાયથી ધન મેળવીને મરતા પાચ માણસોને બચાવવામાં મદદ કરી એમ દરેકે જુ દાજુદા કાર્યો કરીને પાચ પાંચ જીવોની દયા પાળી હવે ધર્મના સાને સિધ્ધાંતો તપાસીને કહો કે દશે માણસોને ધર્મ થયો કે એમાના અમુકને ?

આ પ્રશ્ન સાભળી ત્રણે શ્રાવકો ચુપ થઇ ગયા અને શુ ઉત્તર આપવો એની મુઝવણમા પડી ગયા

ભિક્ષુસૂરિ--શ્રાવકજી ! તમે જે માનતા હો તે નિઃસંકોચપણે કહો

જ્ઞાનચદ-(ધીમા અવાજે) સાહેબ ! શુ કહીએ ! વાત બહુ વિચારવા જેવી જણાય છે પાણી પીવરાવીને, અનાજાદિક ખવડાવીને અગ્નિથી તપાવીને, પખાથી હવા નાંખીને કોઇ પ્રાણીને બચાવીએ તો ધર્મ જ થાય છે એવી અત્યાર સુધીની અમારી માન્યતા છે પરતુ પચેન્દ્રિય જીવને હણીને તથા સ્વાભાવિક મરેલા જીવનુ માસ ખવડાવીને તેમજ જીવના માણસના બળજબરીથી લીધેના લોહીના ઇન્જેકશનથી કોઇ જીવને બચાવીએ તો તેમાં ધર્મ થાય કે નહિ તે બાબત શકાસ્પદ લાગે છે

ધર્મચદ-જ્ઞાનચદભાઇ ! શકાસ્પદ શા માટે ? ચોકખુ જ કહો ને કે પાપ છે ! સાહેબ ! એની વતી હુ જ ઉત્તર આપુ છુ કે એ તો

પાપ છે પછી અને તે સાંસારિક ફરજ બજાવવા માટે પણ કર્યું હોય

ભિક્ષુસૂરિ-ધર્મચંદભાઇ! તો જીવ બચાવવામાં પણ પાપ થાય છે ખરૂ ?

ધર્મચંદ-જી! પંચેન્દ્રિયની હત્યામા ધર્મ કેવી રીતે કહી શકાય ?

ભિક્ષુસૂરિ-ભાઇઓ! જો પંચેન્દ્રિય જીવની હિંસા કરી જીવ બચાવવામાં ચોક્ખુ પાપ છે તો પછી અસંખ્ય-અનંત એકેન્દ્રિય જીવોની હિંસા કરી જીવ બચાવવામા ધર્મપુણ્ય કેમ માની શકશો ?

ધર્મચંદ-મહાપુરૂષ! શુ વાત કરો છો ? શુ એકેન્દ્રિય અને પંચેન્દ્રિય એક સરખા જ છે ? પુણ્યાઇમા ને ગુણોમા ફેર નથી ?

ભિક્ષુસૂરિ-જીવની પુણ્યાઇમા ફેર ભલે હોય પણ તેની ચેતનતા, રૂપ ગુણમા ફરક છે ખરો ?

જ્ઞાનચંદ-મહારાજશ્રી! ચેતનતામા તો ફરક નહિ જ હોય પરતુ આ વખતે થોડા દિવસ અગાઉ બનેલો એક પ્રસંગ મને યાદ આવે છે અમે એક વિદ્વાન આચાર્યનું વ્યાખ્યાન સાભળવા ગયા હતાં તેઓ શ્રી આચરાગસૂત્ર વાંચતા હતા. તેમાં એવુ વર્ણન આવ્યુ હતુ કે કોઇ જન્માંધ પુરૂષના શરીરના આંખ કાન નાક જીભ આદિ પ્રત્યેક અંગ ઉપાંગ ભાલાથી ભેદે અને તલવારથી છેદે તે વખતે તે જન્માંધ પુરૂષને જેવી ભયંકર વેદના થાય છે તેવી જ વેદના એકેન્દ્રિય જીવોને સ્પર્શન તથા મર્દન કરતાં થાય છે, પણ તે બિચારાં આંખ કાન, નાક, જીભ ન હોવાથી આપણને જણાવી શકતા નથી ત્યારે એક શ્રાવકે તેમને પ્રશ્ન પૂછ્યો હતો કે 'ગુરૂદેવ! જો એકેન્દ્રિય જીવોને એવી વેદના થતી હોય તો અમે જે એકેન્દ્રિય જીવોની હિંસા કરીને પંચેન્દ્રિય જીવોની રક્ષા કરીએ છીએ તેમાં અમને શુ થાય ?'

ત્યારે તે વિદ્વાન આચાર્યે જણાવ્યું હતું કે જ્યા પચેંદ્રિય જીવોની રક્ષા થતી હોય ત્યા એકેન્દ્રિયની હિંસા અગણ્ય (નજીવી) છે તેમાં પાપ તો લાગે પણ તે બહુ થોડુ, જ્યારે પુણ્ય ઘણુ વધી જાય છે।

ભિક્ષુસૂરિ–મહાનુભાવો! તેઓનો એ ઉત્તર કેટલો યુક્તિયુક્ત છે તે થોડુ વિચારતાં જ સમજાઇ જશે કહો જોઇએ, સાધુ છએ કાયના જીવોના રક્ષક છે કે ફકત એક પચેન્દ્રિયના જ? આ પ્રશ્ન વિષયાંતર કરીને પૂછતો નથી પરંતુ વીતરાગ ધર્મના ઉપાસક સાધુઓએ કેવો જવાબ આપવો જોઇએ તે જાણવા માટે જ પૂછુ છું

પ્રેમચંદ–મહારાજશ્રી! સાધુજી તો છએ કાયના પીહર (રક્ષક) છે એવુ અમે સાભળ્યુ છે

ભિક્ષુરાજ–મહાનુભાવ! તમે એ જાણો છો કે સાધુજી જ્યારે પંચ મહાવ્રત ધારણ કરે છે ત્યારે કેટલા કરણ અને કેટલા યોગથી હિંસા કરવાના પચ્ચખાણ કરે છે?

ધર્મચંદ–સાહેબ! એ તો દીવા જેવી વાત છે કે ત્રણ કરણથી અને ત્રણ યોગથી

ભિક્ષુસૂરિ–તેનો અર્થ બરાબર સમજો છો?

જ્ઞાનચંદ–જી હા કરવુ કરાવવુ, અને અનુમોદવુ એટલે કે કરતાને ભલું જાણવું એ ત્રણ કરણ કહેવાય છે અને મન વચન અને કાયા એ ત્રણ યોગ કહેવાય છે

ભિક્ષુરાજ–ત્યારે એ પચ્ચખાણ કેટલા પ્રકારે (કોટિથી) થયા?

જ્ઞાનચંદ–નવ પ્રકારે અથવા નવ કોટિથી–જેમ કે

૧ મનથી જીવહિંસા કરવી નહિ

૨ મનથી જીવહિંસા કરાવવી નહિ.

૩ મનથી જીવહિંસાને અનુમોદવી નહિ.

૪ વચનથી જીવહિંસા કરવી નહિ

૫ વચનથી જીવનહિંસા કરાવવી નહિ

૬ વચનથી જીવહિંસાને અનુમોદવી નહિ

૭ કાયાથી જીવહિંસા કરવી નહિ

૮ કાયાથી જીવહિંસા કરાવવી નહિ

૯ કાયાથી જીવહિંસાને અનુમોદવી નહિ

સિદ્ધસૂરિ–જ્ઞાનચંદભાઇ! કરણ અને યોગ સંબંધી તમારૂ જ્ઞાન બરાબર છે અને જૈન ધર્મ સમજવાની તેજ સાચી ચાવી છે જ્યા સુધી આ વાત બરાબર સમજાય નહિ ત્યા સુધી બીજુ ગમે તેટલુ જ્ઞાન હોય તો પણ તે એકડા વિનાના મીડા જેવુજ સમજવુ વારૂ! તો હવે તમેજ વિચારો કે જ્યા એકેંદ્રિય જીવોની હિંસા થતી હોય ત્યા ૭ કાયના રક્ષક શી રીતે પ્રેરણ કરી શકે ખરા? આ વાત એક દષ્ટાંતથી વધારે સરસ રીતે સમજાશે

એક મોટો વેપારી હતો દેશ તથા પરદેશમા તે ખુબ વેપાર ખેડતો અને તેમ કરીને તેણે અઢળક દ્રવ્ય પેદા કર્યું હતુ આ વેપારીને ૭ દીકરા હતા તે છએ દીકરાઓ શેઠના વેપારવણજમાં સારી રીતે ભાગ લેતા હતા એક વખત શેઠને કોઇ કામ પ્રસંગે બહાર જવાનુ થયુ એટલે પોતાના છએ પુત્રોને બોલાવીને કહ્યુ કે '૬ થોડા દિવસ પછી બહાર ગામથી આવીશ માટે મારી ગેરહાજરીમા ધંધો બરાબર સંભાળજો'

હવે શેઠના ગયા પછી છોકરાઓએ ધનના લોભને વશ થઇ દાણચોરી કરી ગામના રાજાને તે વાતની

ખબર પડી એટલે છએ છોકરાઓને પકડયાં અને તેઓ ખરેખર ગુહેગાર જણાતાં બધાંને મોતની સજા ફરમાવી અહી તેઓનો બાપ અદારગામમથી આવી પહોચ્યો અને બધી હકીકત જાણતા ગામના અગ્રેસરોને લઇને રાજા પાસે ગયો ત્યા પોતાના પુત્રોને છોડી મુકવા માટે ખૂબ આગ્રહ કરી જ્યારે તેણે દિલ પીગળાવે તેવી વિનતી કરી ત્યારે રાજાએ કહ્યુ કે 'હે શેઠ ! ગુહેગારોને દડ દેવો એ અમારો ધર્મ છે, છતા છએ પુત્રોના મરવાથી તુ નિસતાન થઇ જાય છે તેથી દયા લાવીને હુ હુકમ કરૂ છુ કે તુ કહીશ તે એક પુત્રને હુ છોડી મુકીશ'

રાજાની આ પ્રમાણેની આજ્ઞા સાભળતાં જ છએ દીકરાઓ પિતાના પગમાં પડ્યાં અને પોત પોતાના પ્રાણ બચાવવા માટે બધાં વિનતી કરવા લાગ્યા ધર્મચદભાઇ ! હવે જણાવો કે પિતા કયા પુત્રને બચાવે ?

ધર્મચદ-સાહેબ ! બાપની દષ્ટિએ તો છએ છોકરા સરખાજ કહેવાય તેનાથી કોઇ એકનુ નામ લઇ શકાય નહિ રાજા ગમે તે એક છોકરાને છોડી મુકે

ભિક્ષુગણિ-ધર્મચદ ભાઇ ! હવે જ્યાર તમારા મુખે જ આ વા જ્યારે પિતા છ પુત્રમાથી કોઇને વહાલો દવલો કહી શકતો નથી ત્યારે છએ કાયની હિંસા ન કરવાનુ વ્રત ધારણ કરનાર સાધુ કોઇ એકને વહાલા દવલા કેમ કરી શકે ? તેઓને તો છએ કાયના જીવ છ દીકરા સરખા છે, વળી પુણ્યના હેતુથી ગરીબ જીવોની હિંસા કરવા નુ કામ તો પેના રાજાની વાત જેવુ છે જેમ કે એક રાજાના શહેરમા એક કરોડપતિ શેઠ રહતો હતો તે ગામની બીજી બધી વસ્તી સામાન્ય સ્થિતિની હતી એક વખતે પેના કરોડપતિને વેપાર મા જબર નુકશાન થયુ અને તે કફોડી સ્થિતિમાં આવી

પડયો તે વખતે રાજાની પાસે જઇને વિનંતિ કરી તેથી રાજાએ અનુકંપા કરી અને બધા ગરીબોના ધનદૌલત લૂંટી તેને ફરી કરોડપતિ બનાવ્યો હવે આપણે રાજાને દયાવાન કહીશું કે બીજું કાંઇ ?

ધર્મચંદ-મહારાજશ્રી ! એક શ્રીમંતને ફરી ઉદ્ધાર કરવા માટે હજારો ગરીબના ઘર લૂંટી લેનારને દયાવાન કેમ કહેવાય ? એ તો ચોકખો નિર્દયી જ કહેવાય

ભિક્ષુસૂરિ-તો હવે એજ ન્યાય અહીં લાગુ પાડો અસંખ્ય તથા અનંત ગરીબ એકેંદ્રિય જીવોની હિંસા કરી એક બે કે પાંચ પંચેન્દ્રિય જીવોની થોડી વારને માટે રક્ષા કરવામાં આવે તો તેમાં શું થાય ?

જ્ઞાનચંદ-મહારાજ ! જો આટલી હદ સુધી ઊંડા ઉતરીશું તો સંસારમાં વ્યવહાર જેવી વસ્તુજ નહિ રહે

ભિક્ષુરાજ-ભાઇ ! તમે ભૂલી કેમ જાઓ છો ! તમને હમણાં જ ત્રણ નીતિ બતાવી ગયો છું સંસારનો વ્યવહાર તો સંસારનીતિ પ્રમાણે ચાલવા જ કરવાનો

ધર્મચંદ-ઓ ઠીક સાહેબ ! હવે બરાબર સમજી ગયા કે આ બધા કાર્યો સાંસારિક વ્યવહારના છે અને તેમાં ધર્મપુણ્ય જોડીએ છીએ તે અમારૂં અજ્ઞાન છે

ભિક્ષુસૂરિ-ધર્મચંદભાઇ ! હવે જુઠું બોલીને, ચોરી કરીને કે એવા બીજા માર્ગો વડે જે જીવોને બચાવ્યાં તેમાં પણ શું થાય તે વિચારીને કહો

ધર્મચંદ-આટલું સમજ્યા પછી લાગે છે કે તેમાં પણ ધર્મ તો નથી જ

જ્ઞાનચંદ-ગુરૂદેવ ! એક પ્રશ્ન મને સ્ફુરી આવે છે તેનો કૃપા કરીને

ખુનાસો કરો

એક જીવને કોઇ દુષ્ટ પુરુષ મારતો હતો તેને કોઇ 'દયાળુ' પુરે છોડાવ્યો તો તેમા તેને શુ થયુ ?

ભિક્ષુરાજ–ભાઇ ! જીવને છોડાવવાના ત્રણ માર્ગ છે એક માણસ હિંસકને બે તમાચા મારીને જીવ છોડાવે છે, બીજો પાચ રૂપિયા આપીને જીવની રક્ષા કરે છે અને ત્રીજો ઉપદેશ આપીને હિંસકના હૃદયનો પલટો કરી તેને હિંસા કરતો અટકાવે છે જેના ફળસ્વરૂપે સામો જીવ કદાચ્ બચી જાય છે આ ત્રણ પૈકી કયા માર્ગની અપેક્ષાએ તમે પ્રશ્ન પૂછો છો ?

જ્ઞાનચંદ–મહારાજ સાહેબ ! ત્રણે માર્ગના ફળ જાણવાની જીજ્ઞાસા છે

ભિક્ષુસૂરિ– જ્ઞાનચંદભાઇ ! બે પ્રાણીઓ અરસપરસ લડતા હતા અને સબળો નબળાને મારવા પ્રયત્ન કરતો હતો ત્યાં ત્રીજો માણસ નબળાને બચાવવા માટે સબળાને ધમકાવવા લાગ્યો, પરંતુ તે માન્યો નહિ ત્યારે તેણે બે તમાચા ખૂબ જોરથી માર્યા કે બૂમ પાડીને મોટેથી ગાળો બોલતો બોલતો તે ચાલ્યો ગયો અને નબળો માણસ બચી ગયો. હવે તમે વિચારીને ઉપરોક્ત સાત સિધ્ધાંતોને તપાસો કે શુ જવાબ મળે છે

જ્ઞાનચંદ–(થોડી વાર વિચાર કરીને) સાહેબ ! સાતે સિધ્ધાંતો તપાસતાં તો પરિણામ બહુ વિચિત્ર લાગે છે અને આજ સુધીની માન્યતા ભૂલભરેલી દેખાય છે

ભિક્ષુસૂરિ–કેમ ભાઇ ! ભૂલભરેલી કેમ ?

જ્ઞાનચંદ–સાહેબ ! તમાચા મારવામાં હિંસા તો ચોક્ખી છે જ !

પ્રભુની આજ્ઞા પણ નથી, જબરજસ્તી પણ છે અને રાગદ્વેષની વૃધ્ધિ પણ છે જ આ ન્યાયથી ધર્મપુણ્ય તો નહિ જ હોય

ભિમુરાજ—કેમ ભાઈ ! રાગદ્વેષની વૃધ્ધિ કેમ ? નમતો પ્રાણી બચી ગયો તેની શું દયા નથી થઈ ?

જ્ઞાનચંદ—સાહેબ ! આપની કૃપાથી અમે એટલું તો સમજી ગયા છીએ કે દ્વેષ થયાં વિના તો તમાચો મારી શકાય નહિ અને જ્યારે સમળા પર દ્વેષ થયો ત્યારે નમળા પર રાગ તો કુદરતી રીતે જ થઈ ગયો છતા અમે સંસારી છીએ એટલે અમારે એક કુમળા બાળને બચાવવો જ જોઈએ પણ સાથે સાથે એમ પણ સમજવું તથા માનવું જોઈએ કે એમાં સંસારનીતિ છે અને જાતિભાઈ પ્રત્યેની શારીરિક સહાનુભૂતિ છે પણ આત્મિક ગુણ-જ્ઞાન દર્શન ચારિત્રની વૃદ્ધિ તો નથી જ

પ્રેમચંદ –(ગરમ થઈને) જ્ઞાનચંદભાઈ ! તમે પણ શું છો હા, છો હા કરીને ધર્મ પુણ્ય નથી એમ માનવા લાગી ગયા અને સંસારનીતિ સંસારનીતિ કરવા લાગી ગયા ! શું તમને યાદ નથી કે એક મહારાજ સાહેબ થોડા દિવસ પહેલા પધાર્યા હતા અને બપોરની વખતે આજ દયાની ચર્ચા ચાલી હતી ત્યારે આચાર્ય સાહેબે ચોકખું કહ્યુ હતું કે બિલાડી ઉંદરડાને મારતી હોય તો અમે પોતે તેને રજોહરણ કે દંડો લઈને છોડાવીએ અને જો અમારા દેખતા જીવને કોઈ મારી નાખે તો અમારી દયા જ ઉડી જાય હવે વિચારીને જુઓ કે જો ધર્મપુણ્ય ન હોય તો મહારાજ સાહેબને ઉડવાની શું જરૂરત ?

ભિક્ષુસૂરિ-પ્રેમચંદભાઈ ! ગરમ શું કામ થાઓ છો, શાંતિથી ગમે તેમ પૂછોની હું તમને શાસ્ત્રોના ન્યાયથી બરાબર સમજાવવાની કોશિશ કરીશ

પ્રેમચંદ—ના સાહેબ ! નથી થતો ગરમ, સમજાવો

ભિક્ષુસૂરિ–પ્રેમચંદભાઇ ! શ્રી દશવૈકાલિકસૂત્રના સાતમા અધ્યયનની પચાસમી ગાથા*માં તેમજ સૂયગડાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના પાંચમાં અધ્યયનની ત્રીસમી ગાથાના આધારે અમે તો એમ કહીએ છીએ કે "દેવતા–દેવતા, મનુષ્ય–મનુષ્ય, તથા તિર્યંચ–તિર્યંચ જો પરસ્પર લડતાં હોય અને એક બીજાને મારતા હોય તો સાધુ મુનિરાજે તેઓની ખટપટમાં ન પડતાં માધ્યસ્થ ભાવને ધારણ કરવો "

આ ઉપરાંત પંચતંત્ર નામના હિંદુ ધર્મના સુપ્રસિધ્ધ ગ્રંથમાં પણ એવી મતલબનુ દૃષ્ટાંત આપેલુ છે કે સાંસારિક ખટપટમા પડનાર ઋષિઓના જપતપ નષ્ટ થાય છે તે દૃષ્ટાંત નીચે મુજબ છે

એક નદી કિનારે ત્રણ ઋષિઓ (સન્યાસીઓ) તપશ્ચર્યા કરતા હતાં તેઓના તપોબળથી તેમના કમંડળ આકાશમાં અદ્ધર રહેતા હતાં એક દિવસ નદીમાંથી એક માછલી કિનારે આવી કે તરત જ બગલાએ તેને પકડી લીધી. આ દૃશ્ય જોઇને ત્રણમાંનો એક ઋષિ બોલી ઉઠ્યો કે "મુંચ મુંચ" અર્થાત્ 'છોડી દે છોડી દે' બસ એટલુ કહેતા જ તેના કમંડળ જમીન પર પટકાઇ પડ્યા આ જોઇને બીજો ઋષિ બોલ્યો 'મા મુંચ મા મુંચ' એટલે કે, 'છોડ નહિ, છોડ નહિ, ખાઇ જા,' બસ એટલુ બોલતા એના કમંડળ પણ નીચે આવીને પડી ગયા આમ બે ઋષિઓનું તપશ્ચર્યાથી પતન જોઇ ત્રીજો ઋષિ મૌનવ્રતમાંજ તલ્લીન રહ્યો (અને વિચારવા લાગ્યો કે સાધુઓને આવી સાંસારિક ખટપટમા પડવાથી લાભ નથી) તો તેના કમંડળ આકાશમાં અદ્ધર ને અદ્ધર જ રહ્યા બોલો પ્રેમચંદભાઇ ! આ દૃષ્ટાંતનુ તાત્પર્ય શુ છે ?

---

* देवाण मणुयाणंच तिरियाणं च वुग्गहे
अमुयाण जओहोउ मा वा होउत्ति नो वए ।

દશવૈકાલિકસૂત્ર અધ્યયન ૭ ગાથા ૫૦

પ્રેમચંદ-સાહેબ! એનું નામ તો એજ થાય છે કે સત્પુરુષોએ સમભાવમાં રહેવું

ભિક્ષુસૂરિ-બરાબર છે સત્પુરુષોએ સમભાવમાંજ રહેવું જોઈએ તેમ છતાં જો કોઈ સાધુ મુનિરાજ જીવોને બચાવવા માટે રજો હરણ કે દંડો વગેરે શિક્ષાની પ્રવૃત્તિ કરે તો બીજી પણ ઘણી બાબતમાં તેમને એવાજ સાંસારિક કાર્યોમાં રોકાવું પડે

પ્રેમચંદ-જી! એ કેવી રીતે?

ભિક્ષુરાજ- સાંભળો! તેના પર એક દૃષ્ટાંત છે -

## દૃષ્ટાંત પહેલું

એક સાધુ ગામ બહાર જંગલ (ઠલ્લે) ગયા હતા અને પાછા વળતાં તળાવની પાળ પર વડના ઝાડની છાયામાં બેસી વાર વિશ્રામ કરવા બેઠા. એટલામાં પાસેના જંગલમાંથી બે ભેંસો દોડતી દોડતી આવી તે ખૂબ તરસી થઈ હતી અને પાણીમાં પડવા જતી હતી હવે ગરમીની મોસમને લીધે તળાવમાં પાણી સુકાઈને થોડું રહી ગયું હતું અને તેમાં મચ્છાં, દેડકાં, પોરા (કીડા) વગેરે જીવ-જંતુ પુષ્કળ પ્રમાણમાં હતાં આ બન્ને ભેંસો પાણીમાં આવશે તો ઘણાં માછલાં દેડકાં વગેરે જીવોને મારી નાખશે એમ વિચારીને સાધુમુનિરાજ મચ્છાં તથા દેડકાંની દયા પાળવા તરીકે તરસી ભેંસોને પાણી પીતાં તથા પાણીમાં આળોટતાં અટકાવી શકે ખરા?

પ્રેમચંદ-(માથું ધુણાવી) સાહેબ! ભેંસોને પાણી પીતાં અટકાવી કેમ શકાય! એમ કરતાં કદાચ તેમનાં પ્રાણ નીકળી જાય તો પ્રાયશ્ચિત લાગુ જ!

## દૃષ્ટાંત બીજું

ભિક્ષુસૂરિ–દાણા બજારમાં અનાજના મોગ મોગ ઢગલા પડેલા છે અને તે અનાજ સડેલું હોવાથી અંદર હજારો–લાખો જીવ કનાગે છે અજ્ઞાની મકરા તે અનાજને ખાઈ રહ્યા છે આ દરવ ગોચરી અર્થે જતાં સાધુ મુનિરાજને કદાચ જોવામાં આવ્યું તો અનાજ તથા તેમાં કલકલના બીજા અનેક જીવોની દયા પાળવા સાધુજી ને મકરાને ખસેડી શકે ખરા ?

પ્રેમચંદ–નહિ મહારાજ ! નહિ ખસેડી શકે, જો મકરાને ખસેડે તો તેઓનો આત્મા દુભાય છે

## દૃષ્ટાંત ત્રીજું

ભિક્ષુસૂરિ–રસ્તામાં એક ગાડું કંદમૂળથી ભરેલું ઊભું છે જૈન શાસ્ત્રાનુસાર કંદમૂળમાં અનંત જીવો છે હવે ગાડીવાળ કંઈક કામમાં લાગ્યો છે અને બળદો કંદમૂળ ખાવા મંડ્યા છે સંયોગવશાત્ સાધુજી તેજ માર્ગેથી જઈ રહ્યા છે તો શું કંદમૂળના અનંત જીવોને બચાવવા માટે સાધુજી બળદને રોકી શકે ખરા ?

પ્રેમચંદ—એ વાત પણ ઉપરના જેવી જ છે બળદને ખાતા સાધુ એથી રોકી શકાય નહિ

## દૃષ્ટાંત ચોથું

ભિક્ષુસૂરિ–એક અણગળ કાચા પાણીની ભરેલી કુંડી છે તેમાં અસંખ્ય જીવો પાણીના છે તથા અનંત જીવ નીલણ–ફુલણના પણ છે અને હજારો લાખો પોરા–પોરા વગેરે હાલતા ચાલતા જીવો છે તરસે મરતી ગાયો ત્યાં પાણી પીવા માટે તૈયાર થઈ રહી છે તે વખતે કોઈ સાધુજી સ્વાભાવિક આવી નીકળે તો શું તે ગાયોને પાણી પીતાં અટકાવી શકશે ? કારણ કે ઘણા જીવો બચી જાય તેમ છે

પ્રેમચંદ—સાહેબ ! ન અંકાતો શાય કારણ કે તેમ કરતાં માઓને પાણી પીવામાં અંતરાય પડે છે

## દૃષ્ટાંત પાંચમું

ભિક્ષુસૂરિ—ચોમાસામાં વરસાદ પડવાથી ઉકરડા પર કીડા, અળસીઆ, મકોડા, વગેરે નાના જીવો ઉત્પન્ન થાય છે અને કબૂતર, ચકલાં કુકડા વગેરે પક્ષીઓ તે જીવોનું ભક્ષણ કરી રહ્યા છે આ દૃશ્ય રસ્તે જતા સાધુજીએ જોયું અને વિચાર્યું કે આતો સંહાર ચાલી રહ્યો છે હવે કહો કે તે જીવોની રક્ષા કરવા માટે સાધુજીએ તે પક્ષિઓને ઉડાવવા કે નહિ તથા તે ઉકરડાના જીવોને પાત્રામાં ભરીને તેઓનું રક્ષણ કરવું કે નહિ !

પ્રેમચંદ—સાહેબ ! કેમ ઉડાડી શકાય ? સાધુ મહારાજ તો સર્વથા અહિંસા ધર્મના પાલક છે અને પક્ષીઓને ઉડાડતા તેમના આત્માને દુઃખ થાય છે તેમ પાત્રામાં ભરીને પણ સાધુ તે જીવોનું શું કરે ? સંસારી જીવોનું પાલનપોષણ સાધુઓથી કઈ રીતે થઈ શકે ? વૈષ્ણવોના ભાગવત નામના પ્રસિદ્ધ ગ્રંથના પાંચમા સ્કંધના આઠમા અધ્યાયમાં પણ એ એક વખતે વાચ્યું હતું કે "રાજર્ષિ જડભરત વનમાં તપસ્યા કરતા હતા એક દિવસ નદીમાં સ્નાન કરી ત્રણ મુહૂર્ત સુધી જાપ કરતાં નદીમાંજ બેસી રહ્યા તે વખતે પાણી પીવા એક ગર્ભવતી હરણી આવી એવામાં ભયંકર સિંહની ગર્જના થવાથી તેને ગર્ભપાત થયો અને તેથી બચ્ચું નદીના પાણીમાં પડી ગયું ભયથી નાસી હરણી તે મરી ગઈ પરંતુ જડભરત રાજર્ષિએ હરણીના બચ્ચા પર અનુકંપા કરી પાણીમાંથી ઉગારી પોતાના આશ્રમમાં લઈ આવ્યા અને તેનું પાલનપોષણ કરવા લાગ્યાં તેના ફળસ્વરૂપ સંન્યાસથી પતિત થઈ મનુષ્ય જન્મ હારી તેઓને મૃગનું જન્મ ધારવું પડ્યું આ દાખલાપરથી પણ સ્પષ્ટ સમજાય છે કે સાધુ સંસારી જીવોનું પાલનપોષણ કરી શકે નહિ

## દૃષ્ટાંત છઠ્ઠું

જિનુસૂરિ– એક કંદોઇની દુકાનમાં મીઠાઇ ઉપર હજારો માખીઓ બેઠી છે અને મોગ માખ્યા તે માખીઓને પકડી પટાપટ મારી રહ્યા છે હવે તે વખતે સાધુજી તે માર્ગે નીકળતા હોય અને તે દૃશ્ય જુએ તો શું માખીઓને બચાવવા પેલા માખીઓને ઉડાડશે ખરા?

પ્રેમચંદ–જી ! એ તે કેમ બને? સાધુઓ માખાની પાછળ ફરતા ફરશે કે પોતાનું સાધુપણું પાળશે?

## દૃષ્ટાંત સાતમું

જિનુસૂરિ–બાજરીના ખેતરમાં હજારો ફરે છે ના ઉંદરડા પણ પુષ્કળ છે અને બિલાડીઓ તેના પર તરાપ મારે છે માર્ગે જતાં આ વસ્તુ સાધુજીએ જોઇ હવે ઊંડા ઉતરીને વિચારો કે સાધુમુનિરાજ તે ઉંદરડાઓને બચાવવા માટે દંડુકા કે રજોહરણથી શું બિલાડીને તાડી શકે અથવા બીવડાવી શકે ખરા?

પ્રેમચંદ–જી ! પાછળના બે દૃષ્ટાંતો વિચારતા તો સાધુજી બિલાડી ને ઉંદરડાની ખટપટમાં નજ પડી શકે પણ તે મહારાજશ્રીનું ફરમાન તો એવું જ હતું કે જો અમારી આગળ એમ જીવની હિંસા થઇ જાય તો અમારી દયા જ ઉડી જાય અને અમે પાપી થઇ જઇએ

જિનુરાજ–મહ ! પાપ કરવાથી લાગે છે કે જોવાથી પણ?

પ્રેમચંદ–સાહેબ ! જોવાથી પણ થોડું ઘણું તો લાગતુંજ હશે ને?

જિનુસૂરિ–પ્રેમચંદભાઈ ! બરાબર વિચાર કરીને જવાબ આપો કે જો

જોવાથી જ પાપ લાગતુ હોય તો શ્રી સર્વજ્ઞ ભગવાન કેવળજ્ઞાનથી આખા સંસારનાં બધાં કસાઇખાના જુએ છે ત્યાં પોતે તથા ઇન્દ્ર વગેરે દેવતાઓને હુકમ કરીને ફરજીઆત અટકાવતા નથી તો શુ તેઓશ્રીને પણ હિંસાનુ પાપ લાગતું હશે ખરૂ ?

જ્ઞાનચંદ-ગુરૂદેવ ! ભગવાનને પાપ લાગે એમ તો અમારાથી કેમ કહી શકાય ?

ભિક્ષુસૂરિ-તો પછી મહારાજશ્રીની દયા તે દશ્ય જોવાથી જ કેમ ઉડી જાય ? અને જો એમ દયા ઉડી જાય તો પછી લૌકિક કહેવત 'કરે સો મરે ને બદલે દેખે સો મરે' એમ બનાવવી પડશે

જ્ઞાનચંદ-સાહેબ! જો સાધુ આ ખટપટમાં ન જ પડી શકે તો શ્રી મહાવીરસ્વામી ભગવાને લબ્ધિ ફોરવીને ગોશાળાને કેમ બચાવ્યો ? ને સાંભળવા પ્રમાણે તે કારણથી જ તમે ભગવાન મહાવીરને ચૂકયા એમ કહો છો !

ભિક્ષુરાજ—અમે તો ભગવાનને ચૂકયા કહેતા નથી અને ભગવાન હોય તે કોઇ પણ દિવસે ચૂકે જ નહિ એમ અમો માનીએ છીએ પરંતુ ભગવાન કોને કહેવાય તે તમે જાણો છો ?

ધર્મચંદ-ગુરૂદેવ ! આ વાત તો દરેક જૈન જાણે છે કે કેવળજ્ઞાન અને કેવળદર્શન સહિત હોય તે ભગવાન કહેવાય છે

ભિક્ષુસૂરિ-તો હવે કહો કે મહાવીરસ્વામીએ લબ્ધિ ફોરવીને ગોશાળાને બચાવ્યો તે વખતે તેઓશ્રીને કેવળજ્ઞાન અને કેવળદર્શન હતા કે નહિ ?

ધર્મચંદ-હા! તે વાતની ચોક્કસ ખબર તો નથી પણ હશે તો ખરા જ ને

ભિક્ષુરાજ—નહિ! ધર્મચંદભાઇ! નહિ! તે વખતે શ્રી મહાવીરસ્વામી

છદ્મસ્થજ હતા અને છદ્મસ્થપણાને લીધેજ ગોશાળા પર પ્રેમ ઉત્પન્ન થયો અને પોતે ગીતળતેજ લબ્ધિ ફોરવી ગોશાળાને બચાવ્યો અને કેવળી થયા પછી લબ્ધિ ફોરવવામાં દોષ કહ્યો છે અને સાધુઓને પણ લબ્ધિ ફોરવવાની મનાઇ કરી છે તથા ભગવાન મહાવીર કેવળી થયા બાદ તેજ ગોશાળાએ ભગવાનની સન્મુખ 'સર્વાનુભૂતિ' અને 'સુનક્ષત્ર' નામના બે મુનિરાજોને તેજોલબ્ધિથી બાળી નાખ્યા હતાં ત્યારે પ્રભુએ પોતામાં અનંત શકિત હોવા છતા પણ તેમને બચાવ્યા નહિ, (કારણ કે બચાવવાનુ કામ રાગદ્વેષનુ હતુ અને તે સમયે પ્રભુ રાગદ્વેષથી મુકત હતાં) ત્યારપછી ગોશાળાએ તેજોલબ્ધિથી ભગવાનના શરીરને પણ શકિતની માફક બૂજી નાખ્યુ અને તેથી છ મહિના સુધી દેશના આપી શકાઇ નહિ

હવે વિચારો કે તે સમયે ત્યા ગૌતમસ્વામી વગેરે મહાલબ્ધિ ધારી ઘણાં સાધુઓ હાજર હતાં છતા પણ કોઇએ પ્રભુને તથા પેલા બે સાધુઓને કેમ બચાવ્યાં નહિ? જો બચાવવાથી જ ધર્મપુણ્ય હોત તો તેઓ જરૂર બચાવતે અને આવા પ્રસંગ માટે જૈન શાસ્ત્રોમા લબ્ધિ ફોરવવાની છૂટ આપતે પણ આવી છૂટ આપી નથી, માટે એ સિધ્ધ થાય છે કે સાધુઓએ તો સમભાવમાં જ રહેવુ જોઇએ હવે વિચારીને કહો કે કેવળી થયા પહેલા છદ્મસ્થ અવસ્થામા ગોશાળા પર પ્રેમને લીધે પ્રભુએ જે લબ્ધિ ફોરવી હતી તે કાર્ય ગોશાળા પ્રત્યે રાગનુ કહેવાશે કે બીજુ કાંઇ?

પ્રેમચંદ-સાહેબ! ન્યાયથી તો તે કાર્ય રાગનુ જ કહેવુ પડે

ભિક્ષુસૂરિ-તો હવે 'ભગવાન ચૂકયા' કહેવાનો જે આક્ષેપ અમારા ઉપર મુકાય છે તે ખરો છે કે ખોટો?

પ્રેમચંદ-સાહેબ! એ આક્ષેપ ખોટો છે આપ એમ કયાં કહો છો કે ભગવાન ચૂકયા? આપ તો છદ્મસ્થાવસ્થાની રચના કહો છો, અને

છદ્મસ્થાવસ્થામા તો કૃષ્ણ, નીલ, કાપોત વગેરે છએ લેશ્યાઓ પણ હોય છે, આઠે કર્મ પણ હોય છે અને સ્ખલના પણ થઇ શકે છે

ભિક્ષુરાજ–આ વાતની વધારે પુષ્ટિ શ્રી ગૌતમસ્વામીના દૃષ્ટાંતથી મળે છે શ્રી ગૌતમસ્વામી મતિ, શ્રુત, અવધિ, અને મન પર્યવ એમ ચાર જ્ઞાન અને ચૌ પૂર્વના ધારણહાર હતાં અને આણંદશ્રાવકે અનશન કરેલુ તે વખતે તેને દર્શન દેવા પધાર્યા હતાં અને જ્ઞાનની બાબતમાં છદ્મસ્થપણાને લીધે બોલવામા ચૂક થઇ હતી પછી ભગવાને તે ભૂલ સુધારવા માટે તેઓશ્રીને આણંદશ્રાવકને ઘેર પાછા મોકલી ખમતખામણાં કરાવ્યાં હતાં

ધર્મચંદ– ઓ સાહેબ ! આ વાત તો અમે ઉપાસકદશાંગ–સૂત્રમાં ઘણી વાર સાંભળી છે

ભિક્ષુસરિ– તો હવે કહો કે લબ્ધિ ફોરવીને છદ્મસ્થ અવસ્થામા શ્રી મહાવીરસ્વામીએ જે ગોશાળાને બચાવ્યો તે રાગ કહેવાશે કે આત્મિક દયા ?

ધર્મચંદ– મહારાજશ્રી ! જો જીવ બચાવવામા રાગ હોય તો મેઘરથ રાજાએ પોતાનુ માંસ આપી પારેવાને (કબૂતરને) કેમ બચાવ્યુ ? અને તેથી તીર્થંકર ગોત્ર કેમ બાંધ્યુ ? અને શાંતિનાથ ભગવાન કેમ થયા ?

ભિક્ષુસરિ–ધર્મચંદભાઇ ! પ્રથમ તો આ વાત કોઇ પણ મૂળ આગમમા નથી

ધર્મચંદ– (ઉતાવળો થઇને) સાહેબ ! જો કોઇ પણ આગમમાં નથી તો શું આકાશમાંથી પડી છે ? આ વાત સાંભળતા તો અમારી પેઢીઓ ખપી ગઇ !

ભિક્ષુસૂરિ-ધર્મચંદભાઇ! ઉતાવળા શું કામ થાવો છો આ વાત શ્રી શાંતિનાથચરિત્ર નામના ગ્રંથમાં છે અને તે શાસ્ત્રના ન્યાયથી વિરૂદ્ધ પણ છે

ધર્મચંદ-એ કેવી રીતે ?

## મેઘરથ રાજા અને પારેવો

ભિક્ષુરાજ-મહાનુભાવો ! આ વાત જે પ્રમાણે સમજવામાં આવી છે તેજ પ્રમાણે હુ તમને કહી જાઉ છુ, પછી તમે જ વિચારી જોજો

શાંતિનાથ ભગવાનનો જીવ મેઘરથ રાજા એક દિવસ પૌષધ કરી પૌષધશાળામાં બેસી બીજા રાજાઓને ધર્મોપદેશ કરતાં હતાં ત્યાં અચાનક એક પારેવુ (કબુતર) 'મારી રક્ષા કરો, મારી રક્ષા કરો એમ બોલતુ આક્રંદ કરતુ આકાશમાંથી આવીને રાજાના ખોળામાં પડયુ એટલામાં તેની પાછળ પડેલો એક સીંચાણોપક્ષી (બાજપક્ષી) આવીને બોલ્યો 'કે હે રાજન્! આ મારૂં ભક્ષ્ય છે તે મને આપી દો. ભૂખથી મારા પ્રાણ જાય છે રાજાએ એ સાંભળી તેને ઘણો ઉપદેશ દીધો અને બીજી વસ્તુઓ ખાવાને માટે આગ્રહ કર્યો પરતુ તેણે માંસ સિવાય ખાવાનુ સ્વીકાર્યુ નહિ અને બોલ્યો કે 'પારેવાની બરાબર તોળીને માંસ આપો તો હુ જીવી શકુ ' ત્યારે રાજાએ પોતાનુ માંસ કાપી કાપીને ત્રાજવામાં મુકવા માંડયુ પણ દેવમાયાથી પારેવુ વજનદાર થતુ જ ગયુ આખરે રાજા પોતે પણ ત્રાજવામાં બેસી ગયો તેજ વખતે દેવતા પ્રસન્ન થઇને દિવ્ય રૂપ કરીને રાજાને પગે પડયો અને બોલ્યો કે 'હે રાજન્ ! તમારી ઇંદ્ર મહારાજે પ્રશંસા કરી હતી પણ મને તે નહિ ગમવાથી મે તમારી પરીક્ષા કરવાનો વિચાર કર્યો અને આ કષ્ટ આપ્યુ, માટે માફ

કરજો.' એમ કહીને રાજાનુ શરીર જેવું હતું તેવું બનાવી દઈને દેવતા પાછો ઈયો.

ધર્મચંદભાઈ! હવે આ વર્ણનને સૈદ્ધાંતિક ન્યાયથી તપાસો કે પૌષધમાં છરી, તરવાર વગેરે શસ્ત્રો રાખવાનાં પચ્ચખાણ છે કે નહિ! માંસ ખાવાના અને બીજાને ખવડાવવાના ત્યાગ છે કે નહિ! ત્રાજવાં વગેરેથી તોળવાની ક્રિયા કરવી યોગ્ય છે કે નહિ! અને આ બધાં કાર્યો કદાચ કોઈ કરે તો પૌષધ તૂટે કે નહિ! તથા પૌષધ તૂટવાના કાર્યથી તીર્થંકર ગોત્ર બંધાય કે નહિ!

ધર્મચંદ–(થોડીવાર આંખો બંધ કરીને) સાહેબ! પૌષધમાં મુશળાદિક શસ્ત્ર રાખવાના તથા સાવદ્યક્રિયાના તો પચ્ચખાણ છે અને ચારે આહાર ખાવાના તથા ખવડાવવાના પણ પચ્ચખાણ છે, તો પછી માંસની તો વાત જ ક્યાં રહી! તથા અકલ્પનીય કાર્ય કરવાથી પૌષધ પણ તૂટે જ, અને પૌષધ તૂટે ત્યાં તીર્થંકર ગોત્ર પણ કેમ બાંધી શકાય! માટે આ કથા કલ્પિત અને ન્યાયથી વિરુદ્ધજ દેખાય છે પણ જો એમ હોય તો મેઘરથ રાજાએ તીર્થંકર ગોત્ર કેમ કરીને બાંધ્યુ!

મિશ્રુસૂરિ–મેઘરથ રાજાએ રાજ્યનો ત્યાગ કરી સાધુપણુ ગ્રહણ કરી જ્ઞાતા સૂત્રના આઠમા અધ્યયનમાં કહ્યાં પ્રમાણે તીર્થંકર ગોત્ર બાંધવાના વીશ સ્થાનોમાંથી અમુક સ્થાનનુ સેવન કરીને તીર્થંકર ગોત્ર બાંધ્યુ અને ત્રીજે ભવે શાંતિનાથ ભગવાન થઇ જગતનું કલ્યાણ કરી મોક્ષમાં પધાર્યા *

---

* પુરાણા શાંતિનાથ ચરિત્રમાં તો તીર્થંકર ગોત્ર બાંધવાનુ આ પ્રમાણે વિધાન છે, પણ પારેવાને ઉપરની રીતે બચાવી તીર્થંકર ગોત્ર બાંધ્યુ એમ વર્ણન નથી છતાં અમુક કવિઓએ સાંસારિક દયાને મહત્વ આપવા માટે પારેવા બચાવવાની વખતે તીર્થંકર ગોત્ર બાંધવાનું કથન જૈન શાસ્ત્ર તથા વ્યવહારિક ન્યાયથી પણ વિરુદ્ધ કર્યું દેખાય છે.

ધર્મચંદ--સાહેબ ! તીર્થંકર ગોત્ર બાંધવાના વીસ સ્થાનકો કયાં કયાં છે ?

બિભુરાજ--વીસ સ્થાનકની ગણના નીચે મુજબ કરવામાં આવી છે –

(૧) અરિહંત ભગવાનના ગુણગ્રામ કરવાથી
(૨) સિદ્ધ ભગવાનના ગુણગ્રામ કરવાથી
(૩) શાસ્ત્રો (આગમો)ના ગુણગ્રામ કરવાથી
(૪) સદ્‌ગુરૂદેવના ગુણગ્રામ કરવાથી
(૫) સ્થવિરમુનિઓના ગુણગ્રામ કરવાથી
(૬) બહુશ્રુતો (ઘણા શાસ્ત્રોના જાણકાર મુનિ)ના ગુણગ્રામ કરવાથી
(૭) તપસ્વીના ગુણગ્રામ કરવાથી
(૮) વારવાર સમ્યગ્‌જ્ઞાનમાં ઉપયોગ રાખવાથી (રમણ કરવાથી)
(૯) સમ્યક્‌ત્વને નિર્મળ રાખવાથી
(૧૦) ગુરૂ વગેરેની ઉચિત વિનય ભકિત કરવાથી
(૧૧) વિધિપૂર્વક શુદ્ધ આવશ્યક (પ્રતિક્રમણ) કરવાથી
(૧૨) બ્રહ્મચર્ય વગેરે વ્રતો નિરતિચાર (નિર્મળ રીતે) પાળવાથી
(૧૩) સદા નિવૃત્તિભાવમાં રમણ કરવાથી
(૧૪) બાહ્યાભ્યંતર તપસ્યા કરવાથી
(૧૫) સુપાત્રને દાન આપવાથી
(૧૬) ગુરૂ વગેરેની ઉચિત વૈયાવચ્ચ કરવાથી
(૧૭) ચિત્ત સમાધિભાવમાં રાખવાથી
(૧૮) અપૂર્વ જ્ઞાનને ગ્રહણ કરવાથી
(૧૯) શ્રુત (જ્ઞાન)ની ભકિત કરવાથી
(૨૦) ભગવાનના પ્રવચનોની પ્રભાવના કરવાથી

ધર્મચંદ—વારૂ સાહેબ! આ વાત તો આપ કહો છો તે રીતે હશે જ, એમ સમજમાં આવે છે પણ ત્રણ જ્ઞાનના ધારક શ્રી પાર્શ્વનાથ ભગવાને અગ્નિમાં બળતા નાગ-નાગણીને બચાવ્યા હતાં તેમાં શું થયું?

## શ્રી પાર્શ્વનાથ અને નાગ-નાગણી

બિન્દુસૂરિ—ભાઇ! આ વાત પણ મૂળ આગમમાં નથી કથામાંજ છે, છતાં આપણે ન્યાયથી તપાસીએ

ગૃહસ્થાવસ્થામાં શ્રી પાર્શ્વનાથકુમાર એક દિવસ પોતાના મહેલમાં બેઠા હતાં તેવામાં ઘણા માણસોને ત્યાં આગળથી એક તરફ જતાં જોઇ પોતાનાં માણસને પૂછ્યું કે 'આટલા બધા લોકો કયાં જાઇ રહ્યા છે?' માણસે કહ્યું કે 'સાહેબ! એક કમઠ નામના મહાતપસ્વી આવ્યા છે તેને વાંદવા માટે બધાં જાય છે' ત્યારે કુતૂહલવશ ઘોડેસ્વાર થઇ પાર્શ્વનાથકુમાર પણ ત્યાં ગયા, અને અવધિજ્ઞાનથી જોયું કે પંચાગ્નિ સાધતા તાપસે સળગાવેલાં લાકડામાં એક મોટું નાગ તથા નાગણીનું જોડું બળે છે* આ જોઇને પાર્શ્વનાથકુમારે કહ્યું કે 'અહો! આટલું મહું તપ વેઠીને પણ આ અજ્ઞાની તાપસ દયાધર્મ સમજી શકતો નથી અને તપસ્યાને બદલે મહાહિંસા કરી રહ્યો છે'

આ વાક્ય સાંભળતાજ તાપસ ચમક્યો અને બોલ્યો 'મહારાજ કુમાર! તમારૂં કામ તો ઘોડા દોડાવવાનું જ છે તે આનંદથી કર્યા કરો, શું કામ ધર્મની પંચાત કરવા નીકળ્યા છો? દયા શું છે? અને હિંસા શું છે? તે બધું અમે બરાબર જાણીએ છીએ માટે તમારે તસ્દી લેવાની કાંઇ જરૂર નથી

---

* અમુક કથામાં ફકત એક નાગનો જ ઉલ્લેખ છે

આ સાંભળી તરતજ શ્રી પાર્શ્વનાથકુમારે માણસોને હુકમ કરી એક અર્ધુ બળેલુ લાકડુ તે અગ્નિમાથી ખેચાવી ચીરાવ્યુ કે તેમાંથી મૃતપ્રાય તરફડાટ કરતા મોટા નાગ-નાગણી નીકળ્યાં. આથી તાપસ એકદમ ઝ ખવાઇ ગયો, અને લોકો બધાંજ તેને ધૃણાદૃષ્ટિથી જોવા લાગી ગયાં આ બાજુ પાર્શ્વનાથકુમારે કરુણા આણી તે મરતા નાગ નાગણીને શ્રીનવકારમંત્ર સભળાવ્યો, અને તે જોડાએ તેને શ્રદ્ધીને ત્યાથી આયુષ્ય પૂર્ણ કર્યું તેથી તે ધરણેન્દ્ર-પદ્માવતી નામના નાગકુમાર દેવતાના ઇદ્ર ઇંદ્રાણી થયાં કેમ ધર્મચંદભાઇ! વાત બરાબર આમ જ છે ને?

ધર્મચંદ-જી સાહેબ! બરાબર છે હવે મારે તો એટલુ જ પૂછવાનુ છે કે જો આ બચાવવાના કાર્યમા ધર્મપુણ્ય ન હોય તો પ્રભુએ શા માટે કર્યું?

ભિક્ષુસૂરિ-ભાઇ! પ્રભુ આ વખતે સાધુ હતાં કે સસારી?

ધર્મચંદ-સાહેબ? હતાં તો સસારી

ભિક્ષુરાજ-તો હવે કહો કે તાપસનો તિરસ્કાર કરાવ્યો તથા સળગતુ લાકડુ ખેચા વ્યુ અને તેને પાણી નખાવી બુઝાવ્યુ કે ચીરાવ્યુ તે કામ સસારનુ કહેવાશે કે ધર્મપુણ્યનુ?

ધર્મચંદ-સાહેબ! ધર્મના સાતે સિધ્ધાતો તપાસતાં તો આ કાર્ય સંસારનુ જ કહેવુ પડશે, પણ નવકારમંત્ર સભળાવ્યો તે?

ભિક્ષુસૂરિ-બસ, ધર્મચંદભાઇ! અમારૂ આ જ કહેવાનુ છે કે 'પાર્શ્વનાથકુમારે જે હિંસાદિયુક્ત સાંસારિક ક્રિયાઓ કરીને નાગનાગણીને બહાર કઢાવ્યા તે સાંસારિક ફરજ, અને શ્રીનવકારમંત્ર સભળાવી તેઓનુ આત્મકલ્યાણ કર્યું તે ખરો દયાધર્મ' કેમ બરાબર છે ને આ મતવ્ય?

ધર્મચંદ—જી સાહેબ ! બરાબર છે

ભિક્ષુરાજ—તો હવે વિચારીને કહો કે જબરજસ્તીથી એકને ત્રાસ પમાડી બીજાની રક્ષા કરવામાં રાગદ્વેષ તથા સાંસારિક વ્યવહાર માનશો કે આત્મિક કલ્યાણના સાધનરૂપ ધર્મ ?

ધર્મચંદ—સાહેબ ! આત્મિકધર્મ માનવામાં તો હવે વિચાર જ થાય છે જો એ રીતે આત્મિકધર્મ માનીએ તો ઘણું સાંસારિક હિંસાયુક્ત કાર્યો કરતા જેમ કે કંદમૂળ ખાતા, કાચું પાણી પીતાં ન્હાતાં, ધોતાં, ચૂલા સળગાવતાં, તથા ઘોડાગાડી, કે મોટર ચલાવતાં માણસોને પરાણે રોકી દેવામાં પણ ધર્મ માનવો પડે આ વાત દલીલથી બરાબર સમજાય છે પણ હૃદય કબૂલ કરતું નથી મનમાં શંકા થયાં કરે છે કે જો એ કામમાં બિલકુલ ધર્મ ન હોય તો શ્રેણિકરાજાએ અમરપડહ વગડાવ્યાનું વર્ણન શાસ્ત્રમાં કેમ આવ્યું ?

## રાજા શ્રેણિક

ભિક્ષુસૂરિ—ભાઈ ! આ તો રાજનીતિનું કાર્ય છે અને રાજાઓ અમુક પ્રસંગે (જેમકે રાજ્યાભિષેક, પુત્રાદિ જન્મોત્સવ, જયુબિલી, દેશમાં ચાલતાં રોગચાળાના ઉપદ્રવની શાન્તિ માટે તથા ખુશાલીના તહેવારોને દિવસે) અમુક ઉદ્ઘોષણા—ઢંઢેરો કર્યાજ કરે છે પણ આત્મિકધર્મ તો વૈરાગ્યથી, હિંસાનો ત્યાગ કરવાથી કે કરાવવાથી જ થાય છે અને જો જબરજસ્તીથી દયા પળાવવામાં ધર્મ થતો હોત તો કાલસૂકર કસાઈને કૂવામાં નાખી એક દિવસ તેને પરાણે દયા પળાવનાર રાજા શ્રેણિકની નર્ક કેમ ટળી નહિ ?

ધર્મચંદ—સાહેબ ! કૂવામાં નાખી દયા પળાવવાની વાત શું છે ? તે અમારી જાણ માટે કૃપા કરીને ફરમાવો

ભિક્ષુરાજ—કથાકાર કહે છે કે એક વખત રાજા શ્રેણિકે મહાવીરપ્રભુને

પૂછ્યુ કે 'હું' મરીને કયા જાઇશ ?' ત્યારે પ્રભુએ કહ્યુ કે 'પહેલી નર્કમા' આ સાંભળી રાજા ઉદાસ થઇ બોલ્યો 'પ્રભુ ! એમાંથી બચવાનો કોઇ ઉપાય છે ?' ત્યારે પ્રભુએ ફરમાવ્યુ કે, 'ચાર ઉપાયમાંથી એક પણ થાય તો તારી નર્ક ટળી શકે' રાજાએ તે ઉપાય જાણવાની ઇચ્છા દર્શાવી એટલે પ્રભુએ કહ્યુ કે —

(૧) જો તુ નવકારશી, પોરસી વગેરે કરી શકે તો

(૨) તારી કૃપણાદાસી ભાવથી દાન આપે તો

(૩) પૂણિયાશ્રાવકનું સામાયિક તુ વેચાતુ લઇ શકે તો

(૪) કાલસુકર કસાઇ રોજ પાચસો પાડા મારે છે તે જો ભાવથી એક દિવસ નહિ મારે તો

ત્યારે રાજા બોલ્યો હે પ્રભુ ! મારાથી તો વ્રત, પચ્ચખાણ થઇ શકતાં નથી, પરતુ બીજા પણ ઉપાયોથી નરક ટાળવાની કોશિશ કરીશ એમ કહી રાજાએ ઘેર આવી દાસીને હુકમ કર્યો કે 'દાન આપ' દાસીએ કહ્યુ કે 'મારૂ નામ જ કૃપણા છે ને ઓછુ થઇ જાય, માટે મારાથી તો ન જ અપાય' ત્યારે રાજાએ જબરજસ્તીથી એક કડછી તેના હાથે બંધાવી અને દાન અપાવવા લાગ્યો ત્યારે દાસી બૂમ પાડીને બોલવા લાગી કે હુ દાન નથી આપતી પણ રાજાની કડછી આપે છે'

પછી રાજાએ પૂણિયાશ્રાવકને બોલાવીને સામાયિક વેચાતુ આપવા માટે કહ્યું ત્યારે તેણે જવાબ આપ્યો 'રાજન્ આ વસ્તુ વેચવાની નથી, અમૂલ્ય અને આત્મિક છે' પણ રાજાએ જ્યારે માન્યુ નહિ ત્યારે બન્ને પ્રભુ પાસે આવ્યા અને સામાયિકની કિંમત પૂછી, પ્રભુએ ફરમાવ્યુ કે 'હે રાજા ! તારે છપ્પન સોના રૂપાની

પૃહાડીઓ છે અને અંગ તથા મગધ બે દેશનુ રાજ્ય છે, એ બધુ આપી દે તો પણ એક સામાયિકની દલાલી પૂરી નહિ થાય તો પછી સામાયિકના મૂલ્યની તો વાત જ કયા ?" છેવટે રાજાએ અત્યંત ઉદાસ થઇ કસાઇને તેડાવ્યો અને એક દિવસ કસાઇખાનુ બંધ રાખવાને માટે ઘણો આગ્રહ કર્યો કસાઇએ એ વાત સ્વીકારવાની ના પાડી ત્યારે રાજાએ ગુસ્સામા આવી સિપાઇઓની પાસે તેને પકડી અંધારા કૂવામા નાખી કેદ કર્યો અને પ્રભુ પાસે આવીને કહેવા લાગ્યો કે 'હે પ્રભુ! કસાઇની હિંસા રોકાઇ ગઇ હવે તો મારી નર્ક ટળી ગઇ ને? ત્યારે પ્રભુએ કહ્યુ કે 'રાજા હિંસા રોકાઇ નથી તેણે તો કાદવના પાડાઓ પાડી બનાવીને મારી નાખ્યાં' ધર્મચંદભાઇ! હવે વિચાર કરો કે જબરજસ્તીથી દયા પળાવવામાં ધર્મ થાય કે નહિ?

ધર્મચંદ-સાહેબ! આ વાત હવે જરા મને ઉતરવા લાગી છે, પરંતુ પૂરો હુંકારો ભણી શકાતો નથી એ બાબતમા ફરીથી નિરાંતે વિચારીશુ હવે આપ બીજો માર્ગ કે જેમાં પાંચ રૂપિયા આપીને એક જીવ કસાઇના હાથથી છોડાવ્યો તેમા શુ થયુ? એ સમજાવવા મહેરબાની કરો.

ભિક્ષુરાજ-ભાઇ! સાત સિદ્ધાંતો યાદ છે? યાદ હોય તો કહો કે ધર્મ અમૂલ્ય છે કે વેચાતો મળે? દયામાં છે કે હિંસામાં? આજ્ઞામાં છે કે આજ્ઞા બહાર?

ધર્મચંદ- સાહેબ! છે તો અમૂલ્ય, અને દયામાં તથા આજ્ઞામાં.

ભિક્ષુસ્વામી-ત્યારે પાંચ રૂપિયા આપીને જીવ છોડાવ્યો અને દયા માની તો ધર્મ અમૂલ્ય રહ્યો કે વેચાતો? તથા પાંચ રૂપિયા આપવાથી હિંસકને બીજા જીવોની હિંસા કરવાના ધંધામા પ્રોત્સાહન મળ્યુ

કે બીજુ કાંઇ? તથા તમે સામાયિકમાં પચાસ રૂપિયાની સાંત હિંસકને આપી દસ જીવ છોડાવી શકો કે નહિ?

ધર્મચંદ-(તાજુબ થઇને) સાહેબ! તમે તો અમારી આંખનુ ઓપરેશન જ કરવા લાગી ગયાં અહો! અમે તો તદ્દન અંધારામાજ અથડાઇ રહ્યા છીએ અમે ઘણીવાર સાભળીએ છીએ કે હિંસક કે કસાઇને વ્યાજથી પણ રૂપિયા આપવા નહિ જોઇએ, એમાં મહાપાપ છે છતા રૂપિયા ખર્ચીને જીવ બચાવવાના બહાનાથી હિંસકોને ઉત્તેજન આપવામા ધર્મ માનીએ છીએ આ બાજુ ધર્મને અમુલ્ય પણ કહેતા જઇએ છીએ અને પૈસાથી દયા પણ પળાવતા જઇએ છીએ તેમજ અમે સામાયિકમાં આવી દયા પાળવાનાં વ્રતભગનો દોષ પણ કહીએ છીએ અને છૂટા થઇને આવા કાર્યોમાં ધર્મપુણ્ય પણ પોકારીએ છીએ હા, હા, કેવી અમારી અજ્ઞાન દશા

ભિક્ષુરાજ-ભાઇ! પૈસા રૂપિયાથી જો દયા ધર્મ થતો હોય તો પૈસા પૈસાવાળા જ બધાં તરી શકે અને ગરીબોને તો તરવાનો પ્રસગ હાથ લાગી જ ન શકે

ધર્મચદ-ઠીક સાહેબ! હવે જીવ બચાવવાના ત્રીજા માર્ગનું વિવેચન કરવાની મહેરબાની કરો

ભિક્ષુસરિ-હિંસકને હિંસાના ફળ સમજાવીને તેની હિંસા છોડાવવી આ છે ત્રીજો માર્ગ એના ફળસ્વરૂપ કદાચ જીવ પણ બચી જાય છે

ધર્મચંદ-સાહેબ! જીવ બચ્યો તે દયા થઇ કે હિંસા કરતો હિંસક અટક્યો તે?

ભિક્ષુસૂરિ–આહ! હિંસાનો આત્મા પાપથી બચ્યો એજ દયા છે સામા જીવનું જીવવું તો તેના પોતાના આયુષ્યબળ પર નિર્ભર છે

ધર્મચંદ–સાહેબ! ખરી રીતે દયાની વ્યાખ્યા શું છે?

ભિક્ષુરાજ–પાપાચરણાદાત્મરક્ષા દયા, પ્રાણિમાત્રાઽનુદ્વેજનં વા ॥

અર્થાત્ "પાપમય આચરણોથી આત્માની રક્ષા કરવી તથા પ્રાણી માત્રને ઉદ્વેગ નહિ પમાડવો તેનું નામ દયા છે"

ધર્મચંદ–સાહેબ! અહિંસા અને દયા એકજ વસ્તુ છે કે જુદી જુદી!

ભિક્ષુસૂરિ–શબ્દ જુદા છે પણ ભાવાર્થ તો એકજ થાય છે

ધર્મચંદ–સાહેબ! શબ્દાર્થ તથા વિશેષાર્થ કરીને સમજાવો કે જુદા જુદા શબ્દોનો ભાવાર્થ એક કેવી રીતે થાય છે?

ભિક્ષુસૂરિ–'અ' અર્થાત્ નહિ 'હિંસા' અર્થાત્ મારવું એટલે અહિંસા શબ્દનો અર્થ થયો "નહિ મારવું" તથા વિશેષાર્થ

सर्वथा सर्वजीवेष्वजिघांसुवृत्तिरहिंसा

અર્થ સર્વથા–સર્વપ્રકારે ત્રણ કરણને ત્રણ યોગથી સર્વજીવેષુ સમસ્ત જીવોની ઉપર અજિઘાંસુવૃત્તિ—અહિંસકવૃત્તિ અર્થાત્ નહિ મારવાની ભાવનાનું નામ અહિંસા છે ધર્મચંદભાઇ! હવે વિચારો કે દયાના અને અહિંસાના અર્થમાં કંઇ ફેર છે કે સરખોજ છે!

ધર્મચંદ–સાહેબ! કંઇ પણ ફેર લાગતો નથી હવે બરાબર સમજમાં આવી ગયું કે પાપમય આચરણથી આત્માની રક્ષા કરવી તથા પ્રાણી માત્રને ઉદ્વેગ ન પમાડવાનું નામ દયા છે અને સર્વ જીવોને નહિ મારવાની ભાવનાનું નામ અહિંસા છે માટે દયા અને અહિંસા એકજ છે

ભિક્ષુસૂરિ- એમ છતા પણ એક જીવને મારીને કે ત્રાસ પમાડીને બીજા જીવને છોડાવવામાં આવે ત્યાં પણ સસારી માણસો દયા શબ્દનો પ્રયોગ કરે છે, પરન્તુ તે દયાને મોહમિશ્રિત દયા સમજવી જોઇએ

ધર્મચદ- સાહેબ ! આ બીજી દયા વળી કઇ ?

ભિક્ષુસૂરિ-દયાના બે ભેદ છે–નિરવદ્યદયા અર્થાત્ મોહરહિત દયા અને સાવદ્યદયા અર્થાત્ મોહમિશ્રિત દયા

ધર્મચદ-સાહેબ ! જીવને છોડાવ્યો તેમાં મોહમિશ્રિત દયા કેમ થઇ ?

ભિક્ષુરાજ-ધર્મચદભાઇ ! તમે તમારા ભોગમય જીવનની ઇચ્છા કરો તે દયા છે કે શરીર પ્રતિ રાગ ?

ધર્મચદ-સાહેબ ! દયા શાની ? આ તો ચોકખો રાગ જ છે એટલા માટે તો અમે પ્રતિક્રમણ કરતો વખતે

इहलोगासंसप्पओगे, परलोगासंसप्पओगे, जीवियासंसप्पओगे, मरणासंसप्पओगे, कामभोगासंसप्पओगे

આ પાઠ બોલી એવી ભાવના ભાવીએ છીએ, કે —

૧ હુ રાજા મહારાજા થઇ જાઉ,
૨ ઇન્દ્રાદિક દેવતા થઇ જાઉ,
૩ ઘણા કાળ સુધી જીવતો રહુ,
૪ દુખથી અકળાઇ ગયો છુ માટે વહેલો મરી જાઉ,
૫ મને કામ ભોગ મળે.

આવી પાચ ઇચ્છાઓ મરણાન્તે પણ મારા મનમાં આવશે નહિ અહીંઆ ભોગમય જીવન જીવવાની ઇચ્છા ન કરવી એમ ચોકખુ કહ્યુ છે જો જીવવાની ઇચ્છા દયા હોય તો પ્રતિક્રમણમાં એવો પાઠ કેમ આવતે ?

ભિક્ષુસૂરિ-ભાઇ ! જો તમારા ભોગમય જીવનની ઇચ્છા રાગ હોય તો તમારા દીકરા કે કુટુમ્બીઓના ભોગમય જીવનની ઇચ્છા કરો તે શેમાં આવશે ?

ધર્મચંદ-રાગમાં જ

ભિક્ષુરાજ-કોઇ અણઓળખીતા નિરાધાર પ્રાણીના ભોગમય જીવનની ઇચ્છા કરો તે ?

ધર્મચંદ-સાહેબ ! અહી તો અમે દયા કહીએ છીએ

ભિક્ષુસૂરિ-ભાઇ ! ઉંડા ઉતરીને વિચારો કે પોતાના ભોગમય જીવનની ઇચ્છા તે રાગ, છોકરાના ભોગમય જીવનની ઇચ્છા પણ રાગ, અને ગરીબના ભોગમય જીવનની ઇચ્છા તે દયા ! આ વાત ન્યાયની છે કે પરંપરાગત રૂઢિની ?

ધર્મચંદ-એમાં રૂઢિની શુ વાત છે ? ગુરુદેવ ! ન્યાયથી ચોકખુ દેખાય છે કે પોતાના શરીરમા તથા છોકરા વગેરે કુટુમ્બીઓમાં તો સ્વાર્થવશ મોહ છે અને નિરાધાર ગરીબથી મોહનુ કોઇ કારણ નથી આ તો નિસ્વાર્થ દયા જ છે દાખલા તરીકે અમારા ગામમાં એક ગરીબ બાઇને સુવાવડ આવી તે વખતે તેને ભયંકર પીડા ઉત્પન્ન થઇ, અમારા ગામમાં સુવાવ-ખાનાની સગવડ ન હોવાથી અમે ત્રીશ

કરી આખી રાત હેરાન થઇ અહીંથી ઘણે દૂર એક મોટાં શહેરમાં સુવાવડખાનામાં તેને લઇ જઇને દાખલ કરાવી હવે આપજ ફરમાવો કે તે બાઇ શું અમારા કાકાની દીકરી બહેન થતી હતી? કે જેથી અમારે કાંઇ પણ મોહ હોય?

ભિક્ષુસૂરિ-ભાઇ! તમે પુનર્જન્મ માનો છો કે નહિ? અગર માનતા હો તો શું તમે કહી શકો છો કે તે બાઇને પૂર્વે મની તમારી કોઇ સગીવહાલી ન હતી? તથા વિચારો કે ગામના બીજાં માણસોને આ વાતની ખબર તો પડી જ હશે છતાં તમારા નણુનાં મનમાં જ દયા કેમ આવી? બીજા ભાઇઓએ એમાં ભાગ કેમ ન લીધો? માટે સિદ્ધ થાય છે કે બાઇનો જીવ તમારો પૂર્વે જ મનો કદાચિત્ કોઇ સબંધી હશે અને તમારી સાથે તેણે કોઇ સાંસારિક ઉપકાર કર્યો હશે એટલે જ તમે આકસ્મા અને રાતોરાત મોટરમાં લઇ ગયા

ધર્મચંદ-સાહેબ! કદાચિત્ એમ તો પ્રયોગ કેમ કરવામાં આવ્યો?

ભિક્ષુરાજ-ભાઇ! એમાં બે તે વસ્તુ બની શકે છે કોઇ કોઇ જીવની સાથે તો પૂર્વજન્મનો પ્રેમ હોય છે અને કોઇ કોઇની સાથે નવો પણ ઉત્પન્ન થઇ જાય છે

પ્રેમચંદ-સાહેબ! નવો કેમ?

ભિક્ષુસૂરિ-ભાઇ! જેમ દુષ્કાળને પ્રસંગે હજારો લાખો નિરાધારોને જોઇને મનમાં દયા અર્થાત્ સાંસારિક પ્રેમ પ્રગટે છે, અને એક માણસ સાંસારિક ઉપકાર માનીને તેઓને માટે યથાશકિત ખાનાપીના વગેરેની સગવડ કરે છે, તો હજારો, લાખો નિરાધારોની સાથે તે એક માણસનો નિશ્ચિતરૂપથી પૂર્વજન્મનો જ

સંબંધ છે એમ કહી શકાય નહિ કેઈની સાથે પૂર્વજન્મનો સંબંધ હોય છે અને કોઇની સાથે મોહના ઉદયથી નવો પણ ઉત્પન્ન થઇ જાય છે

ધર્મચંદ-મહારાજશ્રી ! તો કૃપા કરીને ફરમાવો કે મોહની ખરેખર વ્યાખ્યા શુ છે ?

ભિક્ષુસૂરિ-ધર્મચંદભાઇ ! આચાર્યો આગમ અનુસાર મોહની વ્યાખ્યા આ પ્રમાણે કરે છે કે —

रागद्वेषाभिभूतआत्मपरिणामो मोह

અર્થાત્ રાગદ્વેષથી દબાયેલા આત્માના પરિણામનુ નામ મોહ છે

મોટા મોટા મહર્ષિઓને સંયમથી ભ્રષ્ટ કરીને નરકનિગોદમાં લઇ જનાર આજ છે બીજાની તો શુ વાત શ્રી ગૌતમસ્વામીનુ કેવળજ્ઞાન પણ એણે (શ્રી મહાવીર પ્રભુના શરીર પ્રત્યેના મોહે) જ અટકાવ્યુ હતુ માટે જ આ આઠે કર્મોમા રાજા કહેવાય છે

ધર્મચંદ-સાહેબ ! મોહની વ્યાખ્યામાં જે રાગદ્વેષ આવ્યા છે તે એમ તો સરલ તથા જગત્પ્રસિદ્ધ છે છતા પણ કોઇ વિશેષ વ્યાખ્યા હોય તો ફરમાવો.

ભિક્ષુસૂરિ –असंयमपोषिकाप्रीतीराग

અર્થ –અસંયમ એટલે અવ્રત કે ભોગની પુષ્ટિ કરનારી પ્રીતિ –પ્રેમનુ નામ રાગ છે, અને તે રાગને મોહ મિશ્રિત દશા પણ કહી શકાય છે પછી ચાહે તો તે પોતાના શરીરની પ્રત્યે હોય કે દીકરા દીકરી કે સગાવહાલાની પ્રત્યે હોય, પાડોશી પ્રત્યે હોય કે ગામવાળા યા મહોલ્લાવાળા પ્રત્યે હોય, સ્વદેશવાળા પ્રત્યે હોય કે સ્વદેશ પરદેશ

બન્નેવાળા પ્રત્યે હોય, મનુષ્ય પ્રત્યે હોય ચાહે સ્ત્રી પશુ, પક્ષી, કીડીમંકોડી, અનાથ કે સનાથ પ્રત્યે હોય, પૂર્વજન્મ સબધી હોય કે અત્યારે નવો ઉત્પન થયેલો હોય પણ કહેવાશે તો રાગ જ ધર્મચંદભાઇ! હવે કહો કે તે ગરીબ બાઇની પ્રત્યે તમને જે લાગણી થઇ આવી અને તમે જે સમજ કરી તે મોહ મિશ્રિત દયામાં દાખલ થશે કે આત્મિક દયામા?

ધર્મચંદ-સાહેબ! આ વાત તો પાયથી સાસારિક પ્રેમ અર્થાત્ મોહ મિશ્રિત દયા જ દેખાય છે હવે મને પણ યાદ આવી ગયુ કે એટલા માટેજ અમે પ્રતિક્રમણ * કરતી વખતે વદિતુ સૂત્રની ૩૧મી ગાથા બોલીને આવી સાવદ્ય અનુકંપાની આત્મિક ભાવનાથી નિદા કરીએ છીએ

ભિક્ષુરાજ-ભાઇ! તે ગાથા કહી સભળાવો તો!

ધર્મચંદ-सुहिएसु य दुहिएसु य, जामे असजएसु अणुकपा,
रागेण व दोसेण व त निंदे त च गरिहामि ३१

અર્થાત્ 'સુખી અસજતી (જેને કાઇ પણ વ્રત-નિયમ ન હોય તે) જીવો પર કે રોગાદિકથી પીડાતા દુખી અસજતી જીવો પર રાગથી તથા દ્વેષથી મારા જીવે જે અનુકંપા કરી હોય તેની નિદા કરુ છુ કેમ ગુરુદેવ! ભૂલતો તો નથી ને?

ભિક્ષુસૂરિ-બરાબર છે

ધર્મચંદ-ગુરુદેવ! હવે મને સમજાવો કે જે અમે ફરજ સમજીને સાંસારિક અનુકપા કરીએ છીએ તેનુ અમને શુ ફળ મળશે?

---

* જૈન સમાજમા અમુક શ્રાવકો પ્રતિક્રમણ કરતાં વદિતુસૂત્ર બોલે છે

ભિક્ષુરાજ–ભાઇ! પ્રેમીથી પ્રેમ જાગશે અને તમારે પુણ્યનો ઉદય હશે તો કોઇ વખતે આ જન્મમાં કે આગળ જ મમાં તમને તે મદદ કરશે જેમ રામ લક્ષ્મણે સાહસગતિ વિદ્યાધરનો નાશ કરી સુગ્રીવ રાજાને સંકટમાંથી મુકત કર્યો અને તારામતી રાણી તેને મેળવી આપી એ ઉપકારનો બદલો વાળવા સુગ્રીવરાજા મીનાની ખબર લાવ્યો તથા રાવણની સાથે લડવામાં ઘણો મદદગાર થયો કેમ ધર્મચંદભાઇ! હવે આ તો નક્કી થઇ ગયું ને કે ભોગી જીવોનું ભોગમય જીવન ઇચ્છવું તે રાગ જ છે

ધર્મચંદ–જી સાહેબ!

ભિક્ષુસૂરિ–ભાઇ! તો હવે કહો કે કોઇ દુઃખથી અકળાઇને પોતે મરવાની ઇચ્છા કરે તો?

ધર્મચંદ–સાહેબ! મરવાની ઇચ્છા કરવી તે તો પોતાના જીવન પ્રતિ દ્વેષ છે

ભિક્ષુરાજ–બીજાને મારવાની ઇચ્છા કરે તથા મારતાંને અનુમોદે તો?

ધર્મચંદ–સાહેબ! એ પણ બીજે તથા ત્રીજે કરણે દ્વેષ જ છે

ભિક્ષુસૂરિ–ધર્મચંદભાઇ! ત્યારે આ તો તમારા ધ્યાનમાં બરાબર આવી ગયું કે ભોગી જીવોનું જીવવું ઇચ્છવું તે રાગ, અને મરવું ઇચ્છવું તે દ્વેષ હવે સંસાર સમુદ્રમાંથી તરવાની કે તારવાની તથા તરતાંને અનુમોદવાની ભાવના રાખવી તે?

ધર્મચંદ સાહેબ! એ જ શુદ્ધ દયાધર્મ છે

ભિક્ષુરાજ–હવે જરા ઊંડાં ઉતરીને વિચારો કે 'અનંતા જીવો પોતાની ઉમ્મર પ્રમાણે સંસારમાં જીવે છે, તેની તમને કંઈ દયા મળે છે ખરી?'

ધર્મચંદ-તેમાં અમને દયા શાની મળે ?

ભિક્ષુરાજ-અનંતા જીવો તમારાં દેખતાં દરરોજ મરે છે, તેઓની હિંસાનું પાપ તમને કંઇ લાગે ખરૂં ?

ધર્મચંદ-સાહેબ ! પોતાની ઉમ્મર પૂરી થતાં મરતાં હોય તેમાં અમને પાપ શાનું ?

ભિક્ષુસૂરિ-તો પછી કહો કે અકસ્માત કોઇ ઉપરથી પડીને મરતો હોય અથવા કોઈ ગાડી, કે મોટર નીચે આવીને છૂંદાતો હોય અને કદાચ તેના પર તમારી નજર પડી જાય તો ?

ધર્મચંદ-(શરમાઇને) અત્યાર સુધી તો અમે એમજ માનતા હતા કે આપણાં દેખતાં કોઇ જીવ મરી જાય તો આપણને પણ પાપ લાગી જાય એને માટે આપ સાહેબે પહેલા પણ એક વાર ફરમાવ્યું હતું પણ તે વખતે તો આ વાત અમારે ગળે નહોતી ઉતરી પરંતુ હવે ન્યાયથી વિચારી જોતા એમ ચોકખુ લાગે છે કે ફક્ત જોવાં માત્રથી જ પાપ લાગતું નથી પરંતુ જ માતરના સબંધને લીધે તથા મોહનીકર્મના ઉદયથી અમારા મનમાં અદ્ભુત લાગણી ઉત્પન્ન થાય છે અને અમે દોડીને બચાવવાનો પ્રયત્ન કરીએ છીએ બચવું કે નહિ બચવું તે પોતા જીવના આયુષ્ય બળને આધીન છે છતાં ફરજ બજાવવી તે અમારી સંસારનીતિ છે

ભિક્ષુરાજ-શ્રાવકો ! તો હવે તમને ઉપરના વિવેચનની આધારભૂત જે પંક્તિઓ સમજાવું —

जीव जीवे ते दया नहीं, मरे हो तीणरी हिंसा मत जाण,
मारणवालाने हिंसा कही, नहीं मारे हो ते तो दयागुणखाण
भवि जीवा तुमे जिन धर्म ओलखो ॥

અર્થ-પોતાના આયુષ્યમાનથી અનંત જીવો જીવે છે તે દયા નથી, અર્થાત્ તેનો દયાધર્મ કોઇને થતો નથી અને આયુષ્યમાન મનાય થવાથી અનંત જીવો મરે છે તે હિંસા નથી એટલે તેનું પાપ કોઇને લાગતું નથી મત, રચન કરવાથી જે કોઇ પણ જીવો મારે તે હિંસક છે અને કોઇ પણ જીવને નહિ મારે તે દયાવાન છે

असयती जीवनु जीवतु इच्छतु ते राग, मरवु इच्छतु ते द्वेष,

अने ससारसमुद्रथी तरवु इच्छतु ते श्रीवीतरागदेवनो धर्म ॥

અર્થ-કોઇ પણ ભોગી જીવના ભોગમય જીવનની ઇચ્છા કરવી તે રાગ છે મારવાની ઇચ્છા કરવી તે દ્વેષ છે અને ચાર ગતિ-ચોરાશી લાખ જીવાયોનિમાં કુંભારના ચકરડાની માફક આ જીવ ફરે છે માટે આ જીવ વહેલામાં વહેલો સંસાર સમુદ્રમાંથી તરી જાય, એમ ભાવના રાખવી તે સર્વજ્ઞભગવાને પ્રરૂપેલો ખરો ધર્મ છે * કેમ ભાઈઓ! બને પંક્તિઓનું તત્ત્વ તમારા ધ્યાનમાં બરાબર આવી ગયું ?

પ્રેમચંદ-સાહેબ ! બીજું તો ઠીક છે પણ તમે નહિ મારવામાંજ દયા છે એટલુંજ કહીને કેમ રોકાઇ જાઓ છો ? બચાવવામાં દયા કેમ નથી કહેતા ? ત્રણ જ્ઞાનના ધણી શ્રી નેમિનાથભગવાન તો જીવોને બચાવવા માટે લગ્નના તોરણેથી પાછા ફર્યા હતા ને ?

---

* મહાત્મા ગાંધીએ કરેલી અહિંસાની વ્યાખ્યા

પ્રેમનું શુદ્ધ વ્યાપક સ્વરૂપ તે અહિંસા. જે પ્રેમમાં રાગ કે મોહની ગંધ આવે છે તે અહિંસા ન હોય જ્યાં રાગ મોહ હોય ત્યાં દ્વેષનું બીજ પણ હશે જ પ્રેમમાં ઘણી વાર રાગદ્વેષ જોવામાં આવે છે માટે તત્ત્વવેત્તાઓએ પ્રેમ શબ્દ ન વાપરતાં અહિંસા શબ્દ યોજીને તે પરમ ધર્મ છે એમ કહ્યું છે

ગાંધીવિચારદોહન પૃષ્ઠ ૮ અહિંસાના પ્રકરણમાં.'

ભિક્ષુરાજ–ભાઇ ! જીવોને બચાવવા માટે પાછા ફર્યા હતા કે પોતાની આત્માને પાપથી બચાવવા માટે ?

પ્રેમચંદ–સાહેબ ! જીવોને વાડામાથી તથા પાંજરામાથી છોડાવવાનો શુ શાસ્ત્રમાં ઉલ્લેખ નથી ?

ભિક્ષુસૂરિ–મૂળ આગમમાં તો નથી

પ્રેમચંદ–તો સાહેબ ! મૂળ આગમમા શુ વર્ણન છે ? તે ફરમાવવા મહેરબાની કરો

ભિક્ષુરાજ–ભાઇ ! શ્રીકૃષ્ણના આગ્રહથી જ્યારે શ્રી નેમિનાથકુમાર જબરજસ્ત જાન લઇને ઉગ્રસેન રાજાની પુત્રી રાજમતીને પરણવા જતા હતા ત્યારે રસ્તામા પશુપક્ષીઓના કરૂણાજનક આક્રંદ શબ્દો સાભળીને સારથીને પૂછવા લાગ્યા કે 'આ શુ મામલો છે ?' સારથીએ કહ્યુ કે 'સાહેબ ! તમારા લગ્નમા આ બધાને મારીને જમણવાર કરશે માટે મરણના ભયથી બિચારા પરવશ પ્રાણીઓ રડી રહ્યા છે' સારથીના આ વચનો સાભળી શ્રી નેમિનાથકુમારે વિચાર્યું કે * એક મારા લગ્નને નિમિત્તે આટલા બધા જીવોની હિંસા થાય તો આ મહાહિંસાનુ કાર્ય પરભવમા મને શ્રેયસ્કર થશે નહિ' એમ વિચારી લગ્ન નહિ કરવાનો નિશ્ચય કર્યો, અને ત્યાથીજ પાછા ફરી ગયા (બસ, મૂળ આગમમા તો આટલીજ વાત છે) હવે ઝીણવટથી જુઓ કે નેમિકુમારે પોતાના આત્માને હિંસાના પાપમાથી બચાવ્યો કે પશુપક્ષીઓના આત્માને ?

---

* जइ मज्झ कारणा एए हम्मति सु बहुजिया ।
नमे एय तु निस्सेस परलोगे भविस्सई ॥१९॥
उत्तराध्ययन सूत्र अध्ययन २२ गाथा १९

તથા પોતે નગ્ન કરવાનો ત્યાગ કર્યો તે ધર્મ થયો કે જીવો જીવનાં રથા તે ?

પ્રેમચંદ-સદ્દેમ ! તમારી બુદ્ધિ અને સમજાવવાની શૈલિ ઘણી આશ્ચર્યજનક છે અમારા તર્કનું ઘણો ભાગે પહેલેથી જ સમાધાન કરી દીધો છો ત્યા પણ જ્ઞાતાસૂત્રમા તો અમે એમ સાભળ્યુ છે કે – મેઘકુમારનો જીવ હાથીના ભવમા સસલાની દયા પાળીને અનત જ મમરણનુ ઉચ્છેદન કરીને મોક્ષગામી થયો એ વાત શુ બરાબર નથી ?

ભિક્ષુસૂરિ-'બરાબર નથી' એમ હુ કહેતો નથી પરતુ તત્ત્વ સમજવામા કાઇક ફેર અવશ્ય છે સાભળો —

મેઘકુમારના જીવે હાથીના બે ભવો કર્યા હતા. અને પહેલા ભવમા દાવાનળથી ત્રાસ પામી નાસીને જળાશયમા જઇ પેઠો હતો ત્યા દુશ્મન હાથીએ તેના પર ઘણા પ્રહાર કર્યા અને તે ત્યાથી ત્યાની મરી વળી હાથી રૂપ અવતર્યો ત્યા તે સમભાવે જાતિ સ્મરણજ્ઞાન પામ્યો (પૂર્વના જન્મની હકીકત જાણી)તેથી તેણે ગગા નદીના દક્ષિણ કાંઠાના ચાર ગાઉ જેટલા લાબા વિસ્તારને ઝાડપાન વિનાનો કરીને દાવાનળથી સુરક્ષિત બનાવ્યો એવામા અચાનક ભયકર દાવાનળ પ્રગટી નીકળ્યો અને પોતાની સેકડો હાથણીઓના પરિવાર સહિત હાથી ત્યા આવી અગ્નિના ભયથી બચીને રહ્યો આ બાજુ વાઘ વરૂ સિંહ વગેરે બીજા પણ ઘણા જીવો પોતાના પ્રાણ બચાવવા ત્યા મેદાનમા આવીને ભરાયા એવામા હાથીએ શરીર ખજવાળવા પોતાનો એક પગ ઉપાડયો કે એક સસલો તે જગામા ભરાઇ ગયો હવે હાથીએ વિચાર કર્યો કે 'જો હુ પગ મૂકીશ તો સસલો મરી જશે અ

હું પાપથી ભારે થઇ જઇશ' એમ વિચારી પોતાનો પગ ઊંચ ને ઊંચેજ રાખ્યો આ નાની ભાવનાએ તેનું સંસાર પરિભ્રમણ ઘણું ઓછું કરી નાખ્યું અને આયુષ્ય પૂર્ણ કરીને તે હાથીનો જીવ રાજા શ્રેણિકનો પુત્ર મેઘકુમાર થયો હવે જુઓ, 'સસનો બચ્યો તે દયા છે કે સસનો મરશે તો મારવાના પાપથી મારો આત્મા ડુબી જશે એમ વિચારી હાથીએ પગ ઊંચો રાખી કષ્ટ સહન કરી સસલાને નહિ માર્યો તે દયા છે?

પ્રેમચંદ–સાહેબ! અમારા હિસાબથી તો બન્નેજ દયા છે કારણ સસનો જીવ્યો તેથીજ ને હાથી પાપથી બચ્યો

ભિક્ષુરાજ–ઠીક! સસલાને બચાવવામાં દયા હોય તો કહો કે એક હાથીના શરીર પર કેટલા સસલા બેસી શકે?

પ્રેમચંદ–સાહેબ! સસલા તો ઘણા બેસી શકે

ભિક્ષુમુનિ–તો હવે કહો કે તે હાથીએ સૂંઢથી ઊંચકીને સસલાને પોતાના શરીર પર કેમ ન મૂક્યા તથા બીજા બધા જીવોને ઊંચકી ઊંચકીને પણ હાથણીઓના શરીર પર મૂકીને કેમ ન બચાવ્યા? હાથી! તો જ્ઞાન હતું માટે નહિ મારવાની ભાવનાજ દયા છે! આ વાત વધારે સ્પષ્ટ કરવા દાખલો લઇએ 'એક માણસે કાચું પાણી પીવાના પચ્ચખાણ કર્યા એક માણસે ઝાડ ન કાપવું એવા પચ્ચખાણ કર્યા અને એક માણસે કીડીઓ વગેરે જીવો પર પગ નહિ મૂક્યો હવે આ ત્રણે જણાએ વિચારી જુઓ કે પાણી, ઝાડ, તથા કીડીઓ વગેરે જીવો જીવતા રહ્યા તે દયા છે કે નહિ મારવાની ભાવના તે?

પ્રેમચંદ–સાહેબ! નહિ મારવાની ભાવના તો દયા છે જ! પણ પાણી વગેરેના જીવો જીવતા રહ્યા તે કાંઇક તો દયા હોવી જોઇએ ને?

મિત્રુરાજ-બાપજી! જો પાણી વગેરેનાં જીવો જીવતા રહ્યાં તે દયા હોય તો કોઈ કે કોઈ બીજો માણસ પાણીને પી જાય, અને કાપી નાખે તથા કીડીઓ વગેરે જીવોને મારી નાખે તો શું પચ્ચખાણ કરવાં વાળા માણસની દયા ઊડી જાય ખરી?

પ્રેમચંદ -સાહેબ! એમ તો દયા ઊડી જતી નથી દયા તો આત્મિક વસ્તુ છે અને આ પાપથી તો સસનો પાણી, જા, તથા કીડીઓ વગેરે જીવો જીવતાં રહ્યા તે દયા નથી પરંતુ નહિ મારવાની ભાવનાથી પોતાને પાપ ન લાગ્યું અને આત્મા પાપથી બચ્યો તેજ ખરી દયા છે ગુરૂદેવ! આ વિષય ઘણો સૂક્ષ્મ છે માટે હજુ કોઈ બીજા દ્રષ્ટાંતો દઈ તો ફરમાવવાની કૃપા કરો કે જેથી અમારા હૃદયમાં વિશેષ પ્રકાશ પડે

ભિક્ષુસૂરિ-આ વિષયમાં દ્રષ્ટાંતો અનેક છે સાંભળો બીજા ત્રણ દ્રષ્ટાંતો અને તે સાંભળીને બરાબર ઉત્તર આપજો

## દ્રષ્ટાંત પહેલું

એક શેઠિયાની દુકાનમાં સાધુજી ઊતરેલાં હતાં ત્યાં રાત્રે ત્રણ ચોર આવ્યા અને તિજોરી તોડીને પાંચ હજાર રૂપિયાની પાંચ થેલી લીધી સાધુજી જાગી ઉઠ્યા ને ચોરોને ઉપદેશ આપવા મંડ્યા અનેક યુક્તિઓથી ચોરીના ફળ ભૂંડાં છે તેમ સમજાવીને તે ચોરોને ચોરી કરવાના પચ્ચખાણ કરાવ્યા સવારે શેઠ આવીને સાધુજીને પગે લાગ્યો અને બોલ્યો કે મહારાજ તમારા પ્રતાપથી મારા પાંચ હજાર રૂપિયા બચી ગયાં તેથી મને ઘણો આનંદ થાય છે હવે છોકરાના લગ્ન સારી રીતે થઈ જશે' શ્રાવકજી! હવે કહો કે સાધુજીએ શેઠનું ધન બચાવવાં માટે ઉપદેશ આપ્યો હતો કે ચોરોની કુટેવ છોડાવી ચોરોનું આત્મકલ્યાણ કરવા માટે?

## ત્રીજું દૃષ્ટાંત

એક શેઠિયાની દુકાનમાં સાધુજી ઉતરેલા હતા રાત્રે અગિયાર બાર વાગ્યાના સમયે ત્રણ જુવાનિયાઓ ત્યાં આગળ થઇ અવારનવાર જતા તેમના જોવામાં આવ્યા. તેઓ કોઇ ઊંચા કુટુંબના હોય તેમ લાગતું હતું એથી સાધુજીએ એકવાર તેમને પૂછ્યું કે 'તમે ક્યાં જાઓ છો?' ત્રણે જણ પહેલા તો એકદમ શરમાઇ ગયા, પણ અંતે હાથ જોડીને બોલ્યાં કે – 'અમે કુટેવને લીધે પરસ્ત્રીની પાસે જઇએ છીએ' સાધુજી બોલ્યા – 'ભાઇ તમને શું આ કામ કરવું છાજે છે ખરું? અરે! આ મોટો અન્યાય છે કે! દિવસ પકડાશો તો રાજા દંડ કરશે અને લોકો નિંદા કરશે તથા પરભવમાં ઘોર નરકાદિકના અસહ્ય દુખો સહન કરવા પડશે' આવો ધાર્મિક ઉપદેશ સાંભળીને ત્રણે પુરુષોએ વૈરાગ્ય પામી જીવન પર્યંત પરસ્ત્રી સેવનના પચ્ચખાણ કર્યા અને સાધુજી પાસેજ ધર્મધ્યાન સાંભળવા બેસી ગયાં આ બાજુ સ્ત્રી ત્રણેની રાહ જોઇ જોઇને થાકી, છેવટે ખબર કાઢવા બહાર નીકળી અને ફરતી ફરતી તેજ સ્થળે આવી પહોંચી કે જ્યાં સાધુજી અને પેલા ત્રણે જુવાનિયાઓ બેઠેલા છે

સ્ત્રીએ પેલા પુરૂષોને જોતાં જ કહ્યું–'ચાલો બહુવાર થઇ ગઇ અહીં બેસી શું કરો છો?' ત્યારે પેલા પુરૂષોએ બધી વાત કહી સંભળાવી અને કહ્યું કે 'હવે આજથી તું અમારી ધર્મની બહેન છે' બસ કહેવાની જ વાર હતી. તે સ્ત્રી તો વિચારમાં

શ્રાવકો–સાહેબ ! સાધુજીનુ લક્ષ્ય તો તારવાનુ જ હોય, ધનથી તેમને કાંઇ મતલબ હોય નહિ

ત્રિભુરાજ–ચોરોનો આત્મા પાપથી બચ્યો તેની ધર્મદલાલી સાધુજીને મળી કે રૂપિયા બચવાથી શેઠના આત્માને શાંતિ મળી તેની ?

શ્રાવકો–સાહેબ ! શેઠની શાંતિ તો લોભની હતી એથી તો સાધુજીને કઇ પ્રયોજન નહતુ પણ ચોરો પાપથી બચ્યા તેની ધર્મદલાલી મુનિમહારાજને જરૂર મળી

## દૃષ્ટાંત બીજુ

ભિક્ષુસૂરિ–એકવાર બજારમા સાધુજીએ ચોમાસુ કરેલુ, ત્યાં એક દિવસ તેમણે ત્રણ કસાઇઓને બકરા લઇને કસાઇખાના તરફ જતા જોયાં એટલે તેમને ઉપદેશ આપ્યો કે 'ભાઇ ! જીવહિંસામા મહા પાપ છે એક વાર એક જીવને તમે મારશો તો વખતે તમને અનતી વાર મરવુ પડશે અને ચાર ગતિ–ચોરાશી લાખ જીવા–યોનિમા રખડવુ પડશે,' ઇત્યાદિક ઘણો ઉપદેશ દેવાથી તે કસાઇઓને દયાધર્મ રુચ્યો અને જિંદગી સુધી જીવહિંસા ન કરવી એવા પચ્ચખાણ કર્યા ભાઇઓ ! હવે વિચારીને કહો કે બકરાં જીવતા રહ્યા તે દયા થઇ કે કસાઇઓનો આત્મા પાપથી બચ્યો તે દયા થઇ ?

શ્રાવકો–સાહેબ ! કસાઇઓનો આત્મા પાપથી બચ્યો તે મોટી દયા, અને બકરા બચ્યા તે નાની દયા એમ બન્ને દયા જ છે

ભિક્ષુસૂરિ–ભાઇ ! જો બન્ને દયા હોય તો ત્રીજુ દૃષ્ટાંત સાંભળો–

## ત્રીજુ દૃષ્ટાંત

એક શેઠિયાની દુકાનમાં સાધુજી ઉતરેલાં હતાં રાત્રે અગિયાર બાર વાગ્યાનાં સમયે ત્રણ જુવાનિયાઓ ત્યા આગળ થઇ અવરનવર જતાં તેમના જોવામાં આવ્યા. તેઓ કોઇ ઊંચા કુટુમ્બના હોય તેમ લાગતુ હતુ એથી સાધુજીએ એકવાર તેમને પૂછ્યુ કે 'તમે કયાં જાઓ છો? ત્રણે જણ પહેલા તો એકદમ શરમાઇ ગયાં, પણ અંતે હાથ જોડીને બોલ્યા કે - 'અમે કુટેવને લીધે પરસ્ત્રીની પાસે જઇએ છીએ સાધુજી બોલ્યા - 'ભાઇ તમને શુ આ કામ કરવુ છાજે છે ખરૂં? અરે! આ મોટો અન્યાય છે કોઇ દિવસ પકડાશો તો રાજા દંડ કરશે અને લોકો નિંદા કરશે તથા પરભવમાં ઘોર નરકાદિકના અસહ્ય દુ ખો સહન કરવા પડશે' આવો માર્મિક ઉપદેશ સાંભળીને ત્રણે યુવકોએ વૈરાગ્ય પામી જીવન પર્યંત પરસ્ત્રી સેવનના પચ્ચખાણ કર્યા અને સાધુજી પાસેજ ધર્મધ્યાન સાંભળવા બેસી ગયાં આ બાજુ સ્ત્રી ત્રણેની રાહ જોઇ જોઇને થાકી, છેવટે ખબર કાઢવાં બહાર નીકળી અને ફરતી ફરતી તેજ સ્થળે આવી પહોંચી કે જ્યાં સાધુજી અને પેલા ત્રણે જુવાનિયાઓ બેઠેલા છે

સ્ત્રીએ પેલાં પુરૂષોને જોતાં જ કહ્યુ-'આટલો બહુવાર થઇ ગઇ અહીં બેસી શુ કરો છો? ત્યારે પેલાં પુરૂષોએ બધી વાત કહી સંભળાવી અને કહ્યુ કે 'હવે આજથી તુ અમારી ધર્મની બહેન છે મસ કહેવાની જ વાર હતી તે સ્ત્રી તો વિચારમાં

આધળી થયેલી હતી તેથી બકવા લાગી ગઇ 'મને શું' કામ બહેન કરો છો ? હું તો તમારી વલ્લભા-પ્રિયતમા છુ તમારા વિના મારાથી જીવી શકાશે જ નહિ માટે કયા તો તમે આવીને મારી સાથે વિષય સુખ ભોગવો નહિ તો અત્યારે જ જઇને કૂવામાં પડીને પ્રાણ ત્યાગ કરૂ છું !' એમ સાંભળીને પેલા નણે યુવાનોએ તેને ઘણી સમજાવી પણ તે સ્ત્રી એકની બે થઇ નહિ અને આખરે કૂવામાં પડીને પ્રાણત્યાગ કર્યો શ્રાવકજી ! હવે કહો કે આ સ્ત્રી મરી ગઇ તેનુ પાપ કોને લાગ્યુ ?

શ્રાવકો-સાહેબ ! એ પાપ તો મરનાર સ્ત્રીને જ લાગ્યુ

ભિક્ષુરાજ-ભાઇ ! સાધુજીને કેમ નહિ લાગ્યુ ? સાધુજીના ઉપદેશના નિમિત્તથી જ તો તે મરી હતી

શ્રાવકો-ગુરૂદેવ ! સાધુજીનુ લક્ષ્ય તો વ્યભિચારીઓને તારવાનુ જ હતુ એ સ્ત્રી મરી તે તો એનાં પોતાનાં પાપોદયને લીધે જ મરી એમા સાધુજીને પાપ કેમ લાગે ?

ભિક્ષુસૂરિ-શ્રાવકો ! આ જ ન્યાયથી કસાઇ બકરાનુ દૃષ્ટાંત પણ વિચારો અને જુઓ કે ચોરોની ચોરી છોડાવવાથી ધન બચ્યુ, કસાઇઓને હિંસાના પચ્ચખાણ કરાવવાથી બકરાં છૂટ્યાં અને વ્યભિચારીઓનો વ્યભિચાર છોડાવવાથી સ્ત્રીનુ મરણ થયુ જો ધન બચવાનુ કે સ્ત્રી મરવાનુ પુણ્ય કે પાપ સાધુજીને ન લાગે તો બકરાં બચવાનો ધર્મ કેમ લાગશે ? કાર્યો તો ત્રણે સરખા જ છે જો બકરાં બચાવવાની ધર્મદલાલી સાધુજીને મળે તો સ્ત્રી મરવાના પાપની દલાલીથી પણ સાધુજી છૂટી શકે નહિ માટે જીવવુ જીવવુ કે મરવુ તો પોતપોતાના પુણ્યપાપના ઉદય પ્રમાણે જ થાય છે તેથી

તરવાની ભાવના જ શુદ્ધ દયા ધર્મ છે હવે આમાં કાંઇ પૂછવા જેવુ છે!

પ્રેમચંદ-ગુરૂદેવ! આ બાબત તો સમજવામાં આવી ગઇ છે કે સંસારી જીવોને છોડાવવાની ઇચ્છા તે રાગ મારવાની વૃત્તિ તે દ્વેષ અને સંસારસમુદ્રથી તારવાની ભાવના રાખવી તે શુદ્ધ દયાધર્મ. પણ એક વાત તો અમારે પૂછવાની રહી જ ગઇ કે ગાયનો વાડો બળતો હોય તો તે ખોલવો કે નહિ?

ભિક્ષુરાજ-ભાઇ! ખોલવો કે નહિ ખોલવો એ તો પોતાની મરજી છે પણ ખોલનારાને જો કોઇ ના પાડે તો તે ચોકખો કસાઇ જેવો નિર્દય જ છે

પ્રેમચંદ-તો શું તમે ના નથી પાડતા?

ભિક્ષુસૂરિ-ભાઇ ના પાડવાની વાત તો ઘણી મોટી છે પરંતુ "તે વાડો નહિ ખોલે તો સારૂં" એવી ભાવના પણ જો અમારા મનમાં આવી જાય તો અમારૂં પહેલું મહાવ્રત તૂટી જાય અને સાધુપણાનો ભંગ થાય

પ્રેમચંદ-ઠીક સાહેબ! તમે ના તો નહિ જ પાડો પણ પોતે ખોલો કે નહિ?

ભિક્ષુરાજ-ભાઇ અમે દીક્ષા કોના આધાર પર લીધી છે!

પ્રેમચંદ-સાહેબ! દીક્ષા તો આગમોના આધાર પર લીધી છે

ભિક્ષુસૂરિ-તો આગમની આજ્ઞા વિરૂદ્ધનું કામ અમારે કરવું કે નહિ!

પ્રેમચંદ-સાહેબ! શું અગ્નિથી ગાયનો વાડો બળતો હોય તો તેને ખોલવાની કોઇ જગાએ આગમોમાં ના પાડી છે!

ભિક્ષુરાજ–ભાઇ! નિશીથસૂત્રના બારમા ઉદેશામાં કહ્યું છે કે * 'કરુણા નિમિત્તે જો કોઇ સાધુ કોઇ પણ ત્રસ જીવને બંધનથી બાંધે અથવા બાંધતાને સારૂં જાણે તથા બાંધેલાને કરુણા લાવી ખોલે અથવા ખોલતાને સારૂં જાણે તો તે સાધુને ચૌમાસી પ્રાયશ્ચિત્ત આવે અર્થાત્ તેનું ચાર મહિનાનું સાધુપણું કપાઇ જાય,' હવે કહો કે ગાયનો વાડો ખોલી રહ્યો કે નહિ?

પ્રેમચંદ–હવે એ બાબતમાં મનનું સમાધાન થયું કે આગમની વ્યાખ્યાનુસાર સાધુમુનિરાજો આ કામ કરી શકે નહિ પરંતુ એવું કોઇ શાસ્ત્રોક્ત દૃષ્ટાંત સંભળાવો કે આગળના જમાનામાં પણ સાધુઓ આવી સાંસારિક પ્રવૃત્તિઓનાં કાર્યો કરતા નહોતા.

ભિક્ષુરાજ–શું નમિરાજઋષિની વાત તમારા સાંભળવામાં આવી છે?

પ્રેમચંદ–ના સાહેબ! એ વાત કૃપા કરીને સંભળાવો.

ભિક્ષુસૂરિ–પ્રેમચંદભાઇ! મનરેખાજીના પુત્ર નમિરાજઋષિ દીક્ષા લઇને જ્યારે ધ્યાનસ્થ થઇને ઊભા હતા તે વખતે ઇંદ્રમહારાજ બ્રાહ્મણનું રૂપ લઇને આવ્યા અને મિથિલાનગરી અગ્નિથી બળતી હોય એવું દશ્ય બતાવીને બોલ્યા કે 'મહારાજ! અગ્નિ અને પવન દ્વારા આ શહેર બળી રહ્યું છે આપ એક

---

* जे भिक्खू कोलुण पडियाए अण्णयरिं तसपाण जायं तण पासएणवा मुंजपासएणवा कट्ठपासएणवा चम्मपासएणवा वेत्तपासएणवा रज्जुपासएणवा सुत्तपासएणवा बधइ बधतंवा साइज्जइ ॥१॥ जे भिक्खू बधेल्लयंवा मुयइ मुयतंवा साइज्जइ ॥२॥

निशीथसूत्र उद्देशो १२ बोल १–२

વાર સામું પણ કેમ જોતા નથી? અર્થાત્ આપની દૃષ્ટિમાં અમી છે કે જેથી એક વાર સામુ જોવાથી જ અગ્નિ શાન્ત થઈ જશે અને આપની રાણીઓ, પુત્રો અને બીજા પણ ઘણાં સ્ત્રી, પુરુષો તથા પશુ, પક્ષીઓ બચી જશે,' ત્યારે નમિરાજઋષિએ કહ્યું કે * હું તો સુખે વસુ છુ અને સુખે જીવુ છુ આ બાહ્ય વસ્તુઓમાં મારૂં કાંઈ પણ નથી મિથિલાનગરી બળતા મારૂ કાંઈ પણ બળતુ નથી (આ વર્ણન ઉત્તરાધ્યયનસૂત્રના નવમા અધ્યયનમા છે) આ સબંધી વૈષ્ણવોના પ્રસિદ્ધ ગ્રંથ વાલ્મિકી રામાયણમાં પણ લખે છે કે મિથિલાપતિ જનકમહારાજની પાસે શુકદેવજી જે વખતે જ્ઞાન લેવા આવ્યા હતા તે વખતે એક રાજપુરૂષે આવીને કહ્યું કે 'મહારાજ! આગ લાગી છે અને મિથિલાનગરી બળે છે' ત્યારે જનક રાજાએ કહ્યું કે—

अनन्तवन्तु मे वित्त, तन्मे नास्ति किंचन ।

मिथिलायां प्रदग्धायां, न मे दह्यति किंचन ॥

અર્થાત્ મારૂં આત્મિક ધન અનંત છે આ દૃશ્યમાન પદાર્થોમા મારૂં કાંઈ પણ નથી મિથિલાનગરી બળતા મારૂં કાંઈ પણ બળતુ નથી × પ્રેમચદભાઈ! આ બન્ને દૃષ્ટાંતોનો સાર એકજ નીકળે છે કે

---

* सुहं वसामो जीवामो जेसिं मो नत्थि किंचण

महिलाए डज्झमाणीए न मे डज्झइ किंचण ॥१४॥

उत्तराध्ययनसूत्र अध्ययन ९ गाथा १४

× જો કે જૈન શાસ્ત્રાનુસાર રાજ્ય કરતા મોક્ષ મળતુ નથી અને વૈષ્ણવો જનકજીને ગૃહસ્થાશ્રમમાં મોક્ષ મળ્યુ એમ માને છે, પરંતુ દૃષ્ટાંત એકદેશીય હોય છે માટે વિરૂદ્ધ અંશનો ત્યાગ કરી પ્રસ્તુત વિષયના સહાયક અંશને ગ્રહણ કરવામાં કોઈ પણ જાતના દોષનો સંભવ નથી

મહાત્મા પુરુષો આત્મિક ગુણ-જ્ઞાન, દર્શન ચારિત્રને જ પોતાનું સર્વસ્વ માને છે બાહ્ય વસ્તુઓ બળે કે રહે તેની સાથે પોતાનું લક્ષ્ય જોડતા નથી પણ પોતાના આત્મિક ગુણોમાં રમણ કરતાં મધ્યસ્થ ભાવમાં જ રહે છે

પ્રેમચંદ-ગુરુદેવ ! બરાબર છે કે સાધુઓ આવી ખટપટમાં પડી શકે નહિ પરંતુ અમે વાડો ખોલીએ અને ગાયો વગેરેને બચાવીએ તો ?

ભિક્ષુસૂરિ-તમારી સાંસારિક ફરજ તથા દુખિત જીવોના સાંસારિક જીવન પ્રતિ સહાનુભૂતિ કહી શકાશે

પ્રેમચંદ-નાટક ધર્મ પુણ્ય થાય કે નહિ ?

ભિક્ષુરાજ-પ્રેમચંદભાઇ ! ધારો કે તમે સામાયિક કે પૌષધ કરીને ઘરમાં એક બાજુ બેઠા છો અને બીજી બાજુ ચૂલામાં અગ્નિ બળે છે એટલામાં એક નાનો છોકરો જઇને તે અગ્નિને હાથમાં લેવા લાગ્યો છોકરાની મા ઘરમાં બીજા કામમાં લાગી રહી છે અને આ દૃશ્ય તમારા જોવામાં આવ્યું તો હવે કહો કે સામાયિક યા પૌષધમાં ઊભા થઇને તે છોકરાને હાથમાં અગ્નિ લેતાં અટકાવો કે નહિ ? તથા કદાચ ઊભા થઇને અટકાવી દો તો સામાયિક કે પૌષધનો ભંગ થાય કે નહિ ?

પ્રેમચંદ-સાહેબ ! મુસલમાનો પણ નમાઝ પઢતી વખતે ઊભા થઇને આવી ખટપટમાં પડી શકતા નથી તો અમારાથી સામાયિક કે પૌષધમાં આવું સાંસારિક કાર્ય કેમ કરી શકાય ? અને મન વશ નહિ રહેવાને કારણે કદાચ કરીએ તો સામાયિક યા પૌષધનો ભંગ તો અવશ્ય થાય જ

ભિક્ષુસૂરિ-ભાઇ ! એનું શું કારણ ? આ તો દયા છેની ?

પ્રેમચંદ-સાહેબ ! દયા તો છે પરંતુ મોહમિશ્રિત છે માટે આ કાર્ય કરવાથી સામાયિક-પૌષધનો ભંગ જરૂર થાય

ભિક્ષુરાજ—આ વિષયમાં કોઇ શાસ્ત્રોક્ત દૃષ્ટાંત યાદ છે?

પ્રેમચંદ—સાહેબ! દૃષ્ટાંતની તો ખબર નથી, કોઇ હોય તો આપ ફરમાવો.

ભિક્ષુસૂરિ—ઉપાસકદશાંગ સૂત્રના ત્રીજા અધ્યયનમાં કહ્યું છે કે ચુલ્લણીપિયા શ્રાવક જે વખતે પૌષધ કરીને પૌષધશાળામાં બેઠો હતો તે વખતે એક દેવતા પિશાચ રૂપે આવીને કહેવા લાગ્યો કે "તારો ધર્મ મૂકી દે નહિ તો તારા મોટા પુત્રના તલવારથી ત્રણ ટુકડા કરી તેલમાં તળીને તે ગળગળતું તેલ તારા શરીર પર છાંટીશ, જેથી તારે અકાળે મરવું પડશે' આવા કટુ શબ્દો સાંભળીને શ્રાવક ધર્મમાં નિશ્ચલ રહ્યો અને દેવતાએ તેના જ્યેષ્ઠ પુત્રને ઉપરોક્ત વિધિથી તેની સમક્ષ મારી નાંખ્યો છતાં પણ તે શ્રાવક પોતાની પ્રતિજ્ઞાથી ચળ્યો નહિ દેવતાએ બીજા તથા ત્રીજા પુત્રનો પણ તેજ પ્રમાણે સંહાર કર્યો અને તેની માતાને મારવાની તૈયારી કરવા માંડી ત્યારે ચુલ્લણીપિયા શ્રાવકથી રહેવાયું નહિ એટલે માતાને બચાવવા માટે પૌષધમાં ઊભો થઇને તે પિશાચરૂપ પુરૂષને પકડવા દોડ્યો કે દેવતા અદૃશ્ય થઇ ગયો અને તેના બદલે શ્રાવકના હાથમાં થાંભલો આવી ગયો અને તેણે બૂમાબૂમ કરી મૂકી તે સાંભળી તેની માતાએ આવીને કહ્યું કે 'બેટા! તારા ત્રણે પુત્રો આનંદમાં સૂતા છે આ તો કોઇ દેવતા તારી પરીક્ષા કરવા આવેલ હોય એમ દેખાય છે તારે પૌષધવ્રત હોવાથી ઉઠવું ન જોઇએ છતાં ઉઠી ગયો માટે તારા પૌષધવ્રતનો ભંગ થયો તેથી પ્રાયશ્ચિત લઇને શુદ્ધ થા' ત્યારે ચુલ્લણીપિયા શ્રાવક પ્રાયશ્ચિત સ્વીકારી શુદ્ધ થયો.

પ્રેમચંદ—(તાજુબ થઇને) સાહેબ! આ દૃષ્ટાંત તો ખરેખર અદ્ભુત છે આપે સમજાવીને અમારા પર અસીમ કૃપા કરી.

ભિક્ષુસૂરિ-ભાઇ! જે કામ કરવાથી સામાજિક-પોષણનો ભંગ થઇ જાય તેજ કામ અમની એ'ને સામાજિક-પોષણ વગરનો છૂટો માણસ કાર્ય કરે તો તેને ધર્મ-પુણ્ય થાય કે નહિ?

પ્રેમચંદ-ધર્મ પુણ્ય તો કેમ કહેવાય? પરંતુ છૂટો છે માટે કરી શકે છે

ભિક્ષુરાજ-પ્રેમચંદભાઇ! હવે એજ વાતથી ગાયના વાડાની બાબતનો પણ વિચાર કરો કે આ કામ આત્મિક કલ્યાણનું કહેવાશે કે સાંસારિક ફરજનું?

પ્રેમચંદ-સાહેબ! હવે બધી વાત ધ્યાનમાં આવી ગઇ કે અગ્નિમાં પણ જીવ છે, પાણીમાં પણ જીવ છે અને ગાયો વગેરે પણ જીવ જ છે, જ્યાં ગાયો વગેરે પ્રાણીઓ મનુષ્યના જીવનને ઘણા મદદગાર છે, પંચેન્દ્રિય જાતિભાઇ છે એમ વિચારી અમે અગ્નિ પાણી વગેરેના જીવોનો નાશ કરીને પણ ગાયો વગેરેને બચાવીએ છીએ આ અમારી સાંસારિકનીતિની દૃષ્ટિએ એક પ્રકારની ફરજ છે એને અમે સાંસારિકધર્મ પણ કહી શકીએ છીએ બસ, સાહેબ! ગાયના વાડાની વાત તો બરાબર બેસી ગઇ હવે માતપિતાની સેવા કરવામાં શું થાય? આ પ્રશ્ન સમજવાની ઇચ્છા છે

ભિક્ષુસૂરિ-પ્રેમચંદભાઇ! કેમ ભૂલી જાઓ છો કે તમને શરૂઆતમાંજ ત્રણ નીતિઓની અંતર્ગત સંસારનીતિ બતાવી હતી શું માતપિતાની સેવા તેમાં નથી આવતી?

પ્રેમચંદ-સાહેબ! કાંઇક ધર્મપુણ્ય થાય કે નહિ?

ભિક્ષુરાજ-ભાઇ, અમુક પ્રકારની સેવામાં ધર્મપુણ્ય થાય છે અને અમુક પ્રકારની સેવામાં નથી થતું

પ્રેમચંદ-સાહેબ! શું માબાપની સેવામાં પણ ધર્મપુણ્ય નથી થતું? આ વાત તો કોઇ દિવસ સાંભળવામાંજ નહોતી આવી માટે એવી કયા પ્રકારની સેવા છે કે જેમાં ધર્મપુણ્ય ન થાય ને વિસ્તારથી સમજાવવાની મહેરબાની કરો

ભિક્ષુસૂરિ-ભાઇ ! ધારો કે એક રાજપૂતે પોતાના છોકરાની પાસે માંસ ખાવાની ભાવના પ્રગટ કરી છોકરાએ બાપની સેવા બજાવવા માટે જંગલમાં જઇ હરણનો શિકાર કરી પિતાને માંસ ખવડાવ્યુ એજ રીતે એક વ્યાપારીના દીકરાએ પિતાની આજ્ઞાથી કોર્ટમાં જઇને ખોટી સાક્ષી ભરી તથા એક ચોરે પોતાના પુત્રને ચોરી કરવાનો હુકમ કર્યો પુત્રે પિતાની આજ્ઞા પાળવા માટે એક મોટા શેઠિયાનુ ઘર ફાડી પુષ્કળ ધન લાવી બાપને આપ્યુ હવે ચોથા એક શેઠિયાની શેઠાણી મરી ગએલી શેઠિયાની ઉમર પીસ્તાલીશ અને પચાસ વર્ષની લગભગ હતી. છતા તેની બીજીવાર લગ્ન કરવાની ભાવના ખરી છોકરાએ બાપની ભાવના જોઇ વૃદ્ધાવસ્થામાં બાપને સુખ પમાડવા બીજા લગ્ન કરાવી આપ્યા અને પાંચમુ-એક વેશ્યાએ ઘેર આવેલા પુરુષોને ખુશ કરવા પોતાની યુવાન દીકરીને હુકમ કર્યો દીકરીએ માતાની આજ્ઞા પાળવા આવેલા માણસોની સાથે ભોગવિલાસ કર્યા અને સો રૂપિયાની કમાણી કરી માતાને ખુશ કરી પ્રેમચંદભાઇ ! બોલો, ઉપરોક્ત રીતે થયેલી માબાપની સેવામાં ધર્મ પુણ્ય થાય ખરૂ ?

પ્રેમચંદ-નહિ, સાહેબ ! આવી પાપયુક્ત સેવામા ધર્મપુણ્ય કહી શકાય નહિ હિંસા જુઠ ચોરી વ્યભિચાર અને પરિગ્રહ એ પાંચ તો ચોકખા પાપનાજ કારણ છે ચાહે તો તે પોતાને માટે કરે કે પારકાને માટે

ભિક્ષુરાજ-બસ, અમારૂ આજ કહેવુ છે કે માતાપિતાની જે સેવામા હિંસા જુઠ ચોરી, કુશીલ કે મમત્વની વૃદ્ધિ હોય તે સેવામા પુણ્ય નથી અને જે સેવામા દયા સત્ય શિયળ, સંતોષ કે ત્યાગની વૃદ્ધિ હોય તે સેવામા સર્વદા ભાવિત ધર્મ છે જેમ કે માતાપિતાને સામાયિક કરાવવા, વ્રત ઉચરાવવા, આહાર કરવાના પચ્ચખાણ કરાવવા વગેરે વગેરે કેમ પ્રેમચંદભાઇ ! બરાબર છે ને ?

પ્રેમચંદ-જી, સાહેબ! બરાબર છે

ભિક્ષુસૂરિ-તો હવે કહો કે કોઇ દીકરો માતાપિતાને પોતાના હાથે નવડાવે, નવા નવા કપડા-ઘરેણા પહેરાવે, સારામા સારાં ભોજન કરાવે, ગાડીમા બેસાડી હવા ખાવા લઇ જાય અને પલંગ પર સુવાડીને પગચંપી કરે એવી સેવા કરનારા દીકરાને શુ સમજશો?

પ્રેમચંદ-સાહેબ! સત્પુત્ર, નીતિવંત, તથા પોતાના સાંસારિક કર્તવ્યનુ પાલન કરનાર

ભિક્ષુરાજ-આ સેવા સંસારનીતિમા ગણાશે કે ધર્મનીતિમા?

પ્રેમચંદ-સાહેબ! ફરી ફરીને તેજ વાત કેમ પૂછો છો? અમે બરાબર સમજી ગયા કે મામાએ જે રીતે ભાણેજનુ લાલન પાલન કર્યું હતુ તે રીતે છોકરાએ માબાપની સેવા બજાવી છે માટે બંને વાતો સંસારનીતિની જ છે

ભિક્ષુસૂરિ-શ્રાવકો! આપણે બાર વાગે બેઠાં હતા હવે ચારના ટકોરા થઇ ગયા છે અને પ્રતિક્રમણનો સમય આવી ગયો છે માટે તમારે બીજુ કાંઇ પણ પૂછવાનુ હોય તો બીજી વખતે અનુકૂળ સમયે લાભ લેજો

આ સાંભળી ત્રણે શ્રાવકો એકી સાથે બોલી ઉઠ્યા કે-ગુરુદેવ! આપની પાસે અમે આવ્યાં ત્યારે અમારૂ મન અનેક પ્રકારની શંકા-કુશંકાઓથી ભરેલુ હતુ પણ હવે દયાની બાબતમા ઘણાજ સંતોષકારક ખુલાસા થઇ ગયા છે આપે અમારે માટે ઘણીજ તસ્દી લીધી છે હવે દાનનો વિષય સમજવાની પણ અમને પૂર્ણ અભિલાષા છે તે માટ કાલે બપોરે આપની સેવામા હાજર થઇશુ"

卐

સાધુઓએ વિધિ પ્રમાણે ગૌચરી કરી ઠંડુ કે ગરમ સરસ કે નીરસ, મીઠું કે કડવુ, જેવુ ભોજન પ્રાપ્ત થયુ તેવુજ રાગદ્વેષ રહિત વાપરીને તેને લગતુ કામકાજ પતાવી લીધુ છે હવે તેમાના કેટલાક સાધુઓ લખવા માટે ખડિઓ કલમ કે શાહી તૈયાર કરી રહ્યાં છે તો કોઇ સાધુ વ્યાખ્યાન કરવાને માટે અભ્યાસમાં આનંદ અનુભવી રહ્યાં છે, ત્યારે કોઇ સાધુ સૈદ્ધાંતિક ન્યાયની તપાસમા નિમગ્ન થઇ રહ્યા છે, ત્યારે કોઇ સાધુ શ્રાવકવર્ગને તાત્વિક જ્ઞાન શીખવવાનો પ્રયત્ન કરી રહ્યા છે એક બાજુ શ્રાવકો સામાયિક કરી ધાર્મિક પુસ્તકો વાંચી રહ્યા છે તો બીજી બાજુ શ્રાવિકાઓ ધીમા અને મીઠા સ્વરથી પ્રભુના ગુણ ગાઇ રહી છે અને સહુની વચ્ચે તારામડળની વચમાં ચદ્રમાની જેમ ઊંચા આસન પર આચાર્યદેવશ્રી ભિક્ષુસૂરિ બિરાજમાન છે ઘડિયાળે ટન ટન બારના ટકોરા બજાવ્યા કે ગઇકાલવાળા ત્રણે શ્રાવકો આવી પહોંચ્યા તેમણે પ્રથમ વિધિપૂર્વક વદન કર્યુ અને વિનયથી પ્રશ્ન પૂછવાને તત્પર થયા

ભિક્ષુસૂરિ-(વિકસ્વર વદનથી) કેમ શ્રાવકજી! ગઇકાલે જે વાતો વિષય ચર્ચાયો હતો તેમા કાંઇ પૂછવાનુ છે?

શ્રાવકો—ના સાહેબ! એ તો બરાબર સમજી ગયા હવે દાનધર્મ સમજાવવાની કૃપા કરો

ભિક્ષુરાજ-શ્રાવકો! ગઇકાલે બતાવેલા સાત સિદ્ધાંત તો તમારા ધ્યાનમાં બરાબર છે કે? અને હોય તો એકવાર કહી સભળાવો

ધર્મચંદ-(વિનયપૂર્વક) સાહેબ ! (૧) ધર્મ દયામા છે, હિંસામા નહિ (૨) ભગવાનની આજ્ઞામા છે, આજ્ઞા બહાર નહિ (૩) ત્યાગમા છે, ભોગમાં નહિ, તથા વ્રતમા છે અવ્રતમાં નહિ (૪) આત્મિક શાતામાં છે, શારીરિક શાતામા નહિ (૫) રાગદ્વેષ ઘટાડવામાં છે પણ વધારવામાં નહિ, (તથા સમતામા છે પણ મમતામા નહિ) (૬) ઉપદેશમા છે પણ જબરજસ્તીમાં નહિ (૭) અને ધર્મ અમૂલ્ય છે પણ વેચાતો મળતો નથી

ભિક્ષુરાજ-ત્રણ નીતિઓ અને કરણયોગો ?

ધર્મચંદ-હા સાહેબ ! એ પણ બરાબર યાદ છે રાજનીતિ, સંસારનીતિ, અને ધર્મનીતિ એ ત્રણ નીતિઓ છે તથા કરવુ, કરાવવુ અને અનુમોદવુ એ ત્રણ કરણો છે અને મન, વચન અને કાયા એ ત્રણ યોગો છે

ભિક્ષુસૂરિ-બરાબર છે ધર્મચંદભાઇ ! હવે આ ત્રણે બાબતો ધ્યાનમા રાખીનેજ હુ તમને દાનધર્મ સમજાવવાની કોશીષ કરીશ

દાન વિષે અનેક જાતની વિચિત્ર કલ્પનાઓ અને માન્યતાઓ લોકોના મનમાં વસી ગઇ છે દાખલા તરીકે કેટલાક લોકો મૂર્તિ આગળ બે પૈસાના ફૂલ મૂકીને કે તેનેસિંદૂર ચડાવીને દાન થયાનુ સમજે છે તો કેટલાક લોકો ગરીબોનાં ગળા કાપી અન્યાયથી ઉપાર્જન કરેલાં ધન વડે મંદિર, ઉપાશ્રય, ધર્મશાળા કૂવા વગેરે બંધાવવામા દાન કર્યાનો સંતોષ અનુભવે છે વળી કેટલાક લોકો પોતાના ઉતરી ગયેલા કપડાં ગરીબોને પહેરાવી દાન થયાનુ માને છે, તો કેટલાક લોકો વધ્યુઘટ્યુ ઠંડુ વાસી અન્ન કૂતરાને નાખી દાનેશ્વરી થયાનો દાવો કરે છે કેટલાક લોકો ગરીબ બ્રાહ્મણના છોકરાના લગ્ન કરાવવામા પૂણ્ય માને છે, તો કેટલાક અમુક જોગી બાવાને તમાકુ કે ગાંજો પીવા માટે બે ચાર આના આપી પુણ્ય ઉપાર્જન થયાનુ

સમજે છે આમ દાન, દાન તો બધા પોકારે છે પણ દાનનો અર્થ શુ ? કેટલા પ્રકારે અપાય છે અને કયા પાત્રને આપવાથી કયો લાભ છે એનો ઊંડો વિચાર કરનારા વિરલા છે

ધર્મચંદ-સાહેબ ! જો બધાજ જાણકાર થઇ જાય તો પછી અમારે આપ જેવા સત્પુરૂષોની પાસે આવીને બેસવાની જરૂર શુ રહે ? માટે આપ મહેરબાની કરીને દાન શબ્દનો અર્થ, પ્રકાર તથા પાત્ર વગેરેનુ વર્ણન કરી અમને પૂરેપૂરી સમજ પાડવાની કૃપા કરો

ભિક્ષુસૂરિ-ભાઇ ! દાન શબ્દનો અર્થ વ્યાકરણશાસ્ત્રના હિસાબથી આ પ્રમાણે થાય છે – दीयते यत्तद्दानम् ।

અર્થાત્ જે દેવુ આપવુ તેનુજ નામ દાન છે દા' ધાતુ છે અને अनट् પ્રત્યય છે બ ને મળીને દાન શબ્દનુ નિર્માણ થયુ છે તથા

"स्वपरोपकारायार्थिने वितरण दानम्"

અર્થાત્ પોતાના ઉપકાર માટે અથવા સામી વ્યક્તિના ઉપકાર માટે યાચકને આપવુ તે દાન આ દાન શબ્દની વિશેષ વ્યાખ્યા છે

ધર્મચંદ-ગુરૂદેવ ! દાનની વ્યાખ્યા તો બરાબર સમજી ગયા પણ શાસ્ત્રાનુસાર દાનના કેટલા પ્રકાર છે તે સમજવાની જિજ્ઞાસા છે

ભિક્ષુરાજ-ભાઇ ! ઠાણાંગસૂત્રમાં દશ પ્રકારનાં દાન કહેલાં છે તે આ પ્રમાણે – (૧) અનુકંપા દાન (૨) સંગ્રહ દાન (૪) ભય દાન (૪) કાલુણી દાન (૫) લજ્જા દાન (૬) ગારવ દાન (૭) અધર્મ દાન (૮) ધર્મ દાન (૯) મહી દાન (૧૦) કતતી દાન

ધર્મચંદ-મહારાજશ્રી ! નામ તો જાણવામાં આવી ગયા પણ જગત્માન્ય ઉપરોકત સાત સિદ્ધાંતો લગાવીને ખુલાસાથી સમજાવવાની કૃપા કરો તો વિશેષ આનંદ થાય

ભિક્ષુસૂરિ–તમને દસે દાન હવે ઝીણવટથી ખુલાસાવાર સમજાવીશ તમે ધ્યાનપૂર્વક જયણાથી ઉત્તર આપતા જજો

અનુકંપા આણી રાંક ભીખારીઓને તથા પશુપક્ષીઓને અન્ન, પાણી કે કંદમૂળ, ઘાસ આદિ લીલોતરી, એ રીતે યથાયોગ્ય કોઇ પણ વસ્તુ આપવી તે અનુકંપા દાન કહેવાય છે હવે કહો કે આ દાનમા દયા છે કે હિંસા? પ્રભુની આજ્ઞાનુ કામ છે કે બહારનુ? આત્મિકસાતા છે કે શારીરિક? અને ત્યાગની વૃદ્ધિ છે કે ભોગની?

ધર્મચંદ–સાહેબ! છે તો હિંસાદિક અને જ્યા હિંસાદિક હોય ત્યા ધર્મ પુણ્ય પણ શાના? પરંતુ એમ માનીએ તો પછી ગાયને ઘાસ નાખીએ તેમાં શુ થાય?

ભિક્ષુરાજ–ધર્મચંદભાઇ! તમારી માતાને તમે ખવડાવો, પીવડાવો અને અને તેમની સેવા કરો તેમા ધર્મપુણ્ય થય કે સાંસારિક ફરજ?

ધર્મચંદ–સાહેબ! એ તો અમારી સંતાન તરીકેની પહેલામા પહેલી ફરજ છે, ધર્મપુણ્ય તો કોઈ દેખાતુ નથી

ભિક્ષુસૂરિ–ભાઇ! માતાની સેવા કરવી જેમ તમારી ફરજ છે તેમ ગાય પણ તમને દૂધ આપે છે અને તેથી તમારૂ તથા તમારા બાળ-બચ્ચાનુ પાલન થાય છે આ ન્યાયથી સંસારી લોકો ગાયને ગૌમાતા પણ કહે છે તે માતાને તમે નજીવી કિંમતનુ ઘાસ ખવડાવીને બદલામાં અમૃતતુલ્ય કિંમતી દૂધ પણ લઇ લો છો અને ધર્મપુણ્ય પણ માની લો છો એ તમારૂ કેવુ સત્પુત્રપણું?

ધર્મચંદ–જી સાહેબ! સમજાયુ કે એ ચોક્કસ ફરજ જ છે હવે બીજુ અભય દાન સમજાવવાની કૃપા કરો

ભિક્ષુસૂરિ–ભાઇ! ધારો કે એક રાજપૂતે પોતાના છોકરાની પાસે માંસ ખાવાની ભાવના પ્રગટ કરી છોકરાએ બાપની સેવા બજાવવા માટે જંગલમાં જઇ હરણનો શિકાર કરી પિતાને માંસ ખવડાવ્યુ એજ રીતે એક વ્યાપારીના દીકરાએ પિતાની આજ્ઞાથી કોર્ટમા જઇને ખોટી સાક્ષી ભરી. તથા એક ચોરે પોતાના પુત્રને ચોરી કરવાનો હુકમ કર્યો પુત્રે પિતાની આજ્ઞા પાળવા માટે એક મોટા શેઠિયાનુ ઘર ફાડી પુષ્કળ ધન લાવી બાપને આપ્યુ હવે ચોથા એક શેઠિયાની શેઠાણી મરી ગએલી શેઠિયાની ઉમરે પીસ્તાલીશ અને પચાસ વર્ષની વચ્ચમાં હતી. છતાં તેની બીજીવાર લગ્ન કરવાની ભાવના થરી છોકરાએ બાપની ભાવના જોઇ વૃદ્ધાવસ્થામા બાપને સુખ પમાડવા બીજા લગ્ન કરાવી આપ્યા અને પાંચમુ–એક વેશ્યાએ ઘેર આવેલા પુરુષોને ખુશ કરવા પોતાની યુવાન દીકરીને હુકમ કર્યો દીકરીએ માતાની આજ્ઞા પાળવા આવેલા માણસોની સાથે ભોગવિલાસ કર્યા અને સો રૂપિયાની કમાણી કરી માતાને ખુશ કરી પ્રેમચંદભાઇ! બોલો, ઉપરોક્ત રીતે થએલી માબાપની સેવામા ધર્મપુણ્ય થાય ખરૂ?

પ્રેમચંદ–નહિ સાહેબ! આવી પાપયુક્ત સેવામા ધર્મપુણ્ય કદી સંભવ નહિ હિંસા જુઠ, ચોરી વ્યભિચાર અને પરિગ્રહ એ પાંચ તો ચોકખા પાપનાજ કારણ છે આહે તો તે પોતાને માટે કરે કે પારકાને માટે

ભિક્ષુરાજ–બસ, અમારૂ આજ કહેવુ છે કે માતાપિતાની જે સેવામા હિંસા, જુઠ ચોરી કુશીલ કે મમત્વની વૃદ્ધિ હોય તે સેવામાં પુણ્ય નથી અને જે સેવામા દયા સત્ય શિયળ, સંતોષ કે ત્યાગની વૃદ્ધિ હોય તે સેવામાં સર્વંશ ભાવિન ધર્મ છે જેમ કે માતાપિતાને સામાયિક કરાવવા વ્રત ઉચરાવવા વ્યાપાર કરવાના પચ્ચખાણ કરાવવા વગેરે વગેરે કેમ પ્રેમચંદભાઇ! બરાબર છે ને?

પ્રેમચંદ-જી, સાહેબ ! બરાબર છે

ભિક્ષુસૂરિ-તો હવે કહો કે કોઇ દીકરો માતાપિતાને પોતાના હાથે નવડાવે, નવા નવાં કપડાં-ઘરેણાં પહેરાવે, સારામાં સારાં ભોજન કરાવે, ગાડીમાં બેસાડી હવા ખાવા લઇ જાય અને પલંગ પર સુવડાવીને પગચંપી કરે એવી સેવા કરનારા દીકરાને શું સમજશો ?

પ્રેમચંદ-સાહેબ ! સત્પુત્ર, નીતિજ્ઞ, તથા પોતાના સંસારિક કર્તવ્યનું પાલન કરનાર

દ્વિજરાજ-આ સેવા સંસારનીતિમાં ગણાશે કે ધર્મનીતિમાં ?

પ્રેમચંદ-સાહેબ ! ફરી ફરીને તેજ વાત કેમ પૂછો છો ? અમે બરાબર સમજી ગયા કે માબાપે જે રીતે છોકરાનું લાલન પાલન કર્યું હતું તે રીતે છોકરાએ માબાપની સેવા બજાવી છે માટે બન્ને વાતો સંસારનીતિની જ છે

સિદ્ધસૂરિ-શ્રાવકો ! આપણે બાર વાગે બેઠા હતા હવે ચારના ટકોરા થઇ ગયા છે અને પડિલેહણનો સમય આવી ગયો છે માટે તમારે બીજું કાંઇ પણ પૂછવાનું હોય તો બીજી વખતે અનુકૂળ સમયે લાભ લેજો

આ સાંભળી ત્રણે શ્રાવકો એકી સાથે બોલી ઉઠ્યા કે-ગુરૂદેવ ! આપની પાસે અમે આવ્યા ત્યારે અમારૂં મન અનેક પ્રકારની શંકા-કુશંકાઓથી ભરેલું હતું પણ હવે દયાની બાબતમાં ઘણાજ સંતોષકારક ખુલાસા થઇ ગયા છે આપે અમારે માટે ઘણીજ તસ્દી લીધી છે હવે દાનનો વિચાર સમજવાની પણ અમને પૂર્ણ અભિલાષા છે તે માટે કાલે બપોરે આપની સેવામાં હાજર થઇશું ”

卐

સાધુઓએ વિધિ પ્રમાણે ગોચરી કરી ઠંડુ કે ગરમ અરસ કે નીરસ મીઠું કે કડવું, જેવું ભોજન પ્રાપ્ત થયું તેવુંજ રાગદ્વેષ રહિત વાપરીને તેને લગતું કામકાજ પતાવી લીધું છે હવે તેમાંના કેટલાક સાધુઓ લખવા માટે બેઠા છે કલમ કે શાહી તૈયાર કરી રહ્યા છે તો કોઇ સાધુ વ્યાખ્યાન કરવાને માટે અભ્યાસમાં આનંદ અનુભવી રહ્યા છે, ત્યારે કોઇ સાધુ સૈદ્ધાંતિક ન્યાયની તપાસમાં નિમગ્ન થઇ રહ્યાં છે, ત્યારે કોઇ સાધુ શ્રાવકવર્ગને તાત્વિક જ્ઞાન શીખવવાનો પ્રયત્ન કરી રહ્યા છે એક બાજુ શ્રાવકો સામાયિક કરી ધાર્મિક પુસ્તકો વાંચી રહ્યા છે તો બીજી બાજુ શ્રાવિકાઓ ધીમા અને મીઠા સ્વરથી પ્રભુના ગુણ ગાઇ રહી છે અને સહુની વચ્ચે તારામંડળની વચમાં ચંદ્રમાની જેમ ઊંચા આસન પર આચાર્યદેવશ્રી ભિક્ષુસૂરિ બિરાજમાન છે ઘડિયાળે ટનટન બારના ટકોરા બજાવ્યા કે ગઇકાલવાળા ત્રણે શ્રાવકો આવી પહોંચ્યા તેમણે પ્રથમ વિધિપૂર્વક વંદન કર્યું અને વિનયથી પ્રશ્ન પૂછવાને તત્પર થયા

ભિક્ષુસૂરિ-(વિકસ્વર વદનથી) કેમ શ્રાવકજી! ગઇકાલે જે દયાનો વિષય ચર્ચાયો હતો તેમાં કાંઇ પૂછવાનું છે?

શ્રાવકો—ના સાહેબ! એ તો બરાબર સમજી ગયા હવે દાનધર્મ સમજાવવાની કૃપા કરો

ભિક્ષુરાજ—શ્રાવકો! ગઇકાલે બતાવેલા સાત સિદ્ધાંતો તો તમારા ધ્યાનમાં બરાબર છે કે? અને હોય તો એકવાર કહી સંભળાવો

ધર્મચંદ-(વિનયપૂર્વક) સાહેબ! (૧) ધર્મ દયામા છે, હિંસામાં નહિ (૨) ભગવાનની આજ્ઞામા છે, આજ્ઞા બહાર નહિ (૩) ત્યાગમા છે, ભોગમાં નહિ, તથા મનમાં છે અમનમા નહિ (૪) આત્મિક શાતામા છે, શારીરિક શાતામા નહિ (૫) રાગદ્વેષ ઘટાડવામાં છે પણ વધારવામાં નહિ (તથા સમતામા છે પણ મમતામાં નહિ) (૬) ઉપદેશમા છે પણ જબરજસ્તીમાં નહિ (૭) અને ધર્મ અમૂલ્ય છે પણ વેચાતો મળતો નથી

ભિક્ષુરાજ-ત્રણ નીતિએ અને કરણયોગો?

ધર્મચંદ-હા સાહેબ! એ પણ બરાબર યા છે રાજનીતિ, સંસારનીતિ, અને ધર્મનીતિ એ ત્રણ નીતિઓ છે તથા કરવુ, કરાવવુ અને અનુમોદવુ એ ત્રણ કરણો છે અને મન, વચન અને કાયા એ ત્રણ યોગો છે

ભિક્ષુસૂરિ-બરાબર છે ધર્મચંદભાઇ! હવે આ ત્રણે બાબતો ધ્યાનમા રાખીનેજ હુ તમને દાનધર્મ સમજાવવાની કોશીષ કરીશ

દાન વિષે અનેક જાતની વિચિત્ર કલ્પનાઓ અને માન્યતાઓ લોકોના મનમા વસી ગઇ છે દાખના તરીકે કેટલાક લોકો મૂર્તિ આગળ બે પૈસાના ફૂલ મૂકીને કે તેલસિંદૂર ચડાવીને દાન થયાનુ સમજે છે તો કેટલાક લોકો ગરીબોના ગળા કાપી અન્યાયથી ઉપાર્જન કરેલ ધન વડે મંદિર, ઉપાશ્રય ધર્મશાળા કૂવા વગેરે બંધાવવામા દાન કર્યાનો સંતોષ અનુભવે છે વળી કેટલાક લોકો પોતાના ઉતરી ગયેલા કપડા ગરીબોને પહેરાવી દાન થયાનુ માને છે, તો કેટલાક લોકો વધ્યુંઘટ્યું ઠંડુ વાસી અન્ન કૂતરાને નાખી દાનેશ્વરી થયાનો દાવો કરે છે કેટલાક લોકો ગરીબ બ્રાહ્મણના છોકરાના લગ્ન કરાવવામા પુણ્ય માને છે, તો કેટલાક અમુક જોગી બાવાને તબાકુ કે ગાંજે પીવા માટે બે ચાર આના આપી પુણ્ય ઉપાર્જન થયાનુ

સમજે છે આમ દાન, દાન તો બધા પોકારે છે પણ દાનનો અર્થ શુ ? કેટલા પ્રકારે અપાય છે અને કયા પાત્રને આપવાથી કયો લાભ છે એનો ઊંડો વિચાર કરનારા વિરલા છે

ધર્મચંદ–સાહેબ ! જો બધાજ જાણકાર થઈ જાય તો પછી અમારે આપ જેવા સત્પુરૂષોની પાસે આવીને બેસવાની જરૂર શુ રહે ? માટે આપ મહેરબાની કરીને દાન શબ્દનો અર્થ, પ્રકાર તથા પાત્ર વગેરેનુ વર્ણન કરી અમને પૂરેપૂરી સમજ પાડવાની કૃપા કરો.

ભિક્ષુસૂરિ–ભાઇ ! દાન શબ્દનો અર્થ વ્યાકરણશાસ્ત્રના હિસાબથી આ પ્રમાણે થાય છે – दीयते यत्तद्दानम् ।

અર્થાત્ જે દેવુ આપવુ તેનુજ નામ દાન છે દા ધાતુ છે અને 'अनट्' પ્રત્યય છે બન્ને મળીને દાન શબ્દનુ નિર્માણ થયુ છે તથા

"स्वपरोपकारार्थमर्थिने वितरण दानम्"

અર્થાત્ પોતાના ઉપકાર માટે અથવા સામી વ્યક્તિના ઉપકાર માટે યાચકને આપવુ તે દાન આ દાન શબ્દની વિશેષ વ્યાખ્યા છે

ધર્મચંદ–ગુરૂદેવ ! દાનની વ્યાખ્યા તો બરાબર સમજી ગયા પણ શાસ્ત્રાનુસાર દાનના કેટલા પ્રકાર છે તે સમજવાની જિજ્ઞાસા છે

ભિક્ષુરાજ–ભાઇ ! ઠાણાગસૂત્રમા દશ પ્રકારનાં દાન કહેલા છે તે આ પ્રમાણે – (૧) અનુકપા દાન (૨) સગ્રહ દાન (૩) ભય દાન (૪) કારુણ્ય દાન (૫) લજ્જા દાન (૬) ગારવ દાન (૭) અધર્મ દાન (૮) ધર્મ દાન (૯) કાહી દાન (૧૦) કતતી દાન

ધર્મચંદ–મહારાજશ્રી ! નામ તો જાણવામા આવી ગયા પણ જગત્માન્ય ઉપરોક્ત સાત સિદ્ધાંતો લગાવીને ખુલાસાથી સમજાવવાની કૃપા કરો તો વિશેષ આનંદ થાય

ભિક્ષુસૂરિ–તમને દસે દાન હવે ઝીણવટથી ખુલાસાવાર સમજાવીશ તમે ધ્યાનપૂર્વક જયણાથી ઉત્તર આપતા જજો

અનુકંપા આણી રાંક ભીખારીઓને તથા પશુપક્ષીઓને અન્ન, પાણી કે કંદમૂળ, ઘાસ આદિ લીલોતરી, એ રીતે યથાયોગ્ય કાંઇ પણ વસ્તુ આપવી તે અનુકંપા દાન કહેવાય છે હવે કહો કે આ દાનમા દયા છે કે હિંસા? પ્રભુની આજ્ઞાનુ કામ છે કે બહારનુ? આત્મિકસાતા છે કે શારીરિક? અને ત્યાગની વૃદ્ધિ છે કે ભોગની?

ધર્મચંદ–સાહેબ! છે તો હિંસાદિક અને જ્યાં હિંસાદિક હોય ત્યા ધર્મ પુણ્ય પણ શાના? પરંતુ જેમ માતીએ તો પછી ગાયને ઘાસ નાખીએ તેમા શુ થાય?

ભિક્ષુરાજ–ધર્મચંદભાઇ! તમારી માતાને તમે ખવડાવો, પીવડાવો અને અને તેમની સેવા કરો તેમા ધર્મપુણ્ય થાય કે સાંસારિક ફરજ?

ધર્મચંદ–સાહેબ! એ તો અમારી સંતાન તરીકેની પહેલામાં પહેલી ફરજ છે, ધર્મપુણ્ય તો કોઇ દેખાતુ નથી

ભિક્ષુસૂરિ–ભાઇ! માતાની સેવા કરવી જેમ તમારી ફરજ છે તેમ ગાય પણ તમને દૂધ આપે છે અને તેથી તમારૂ તથા તમારા બાળ-બચ્ચાનુ પાલન થાય છે આ ન્યાયથી સંસારી લોકો ગાયને ગૌમાતા પણ કહે છે તે માતાને તમે નજીવી કિંમતનુ ઘાસ ખવડાવીને બદલામા અમૃતતુલ્ય કિંમતી દૂધ પણ લઇ લો છો અને ધર્મપુણ્ય પણ માની લો છો એ તમારૂ કેવુ સત્પુત્રપણુ?

ધર્મચંદ–ઠીક સાહેબ! સમજાયુ કે એ ચોક્કસ ફરજ જ છે હવે બીજુ સગ્રહ દાન સમજાવવાની કૃપા કરો

ભિક્ષુરાજ–ધન ખરચીને કોઇને કષ્ટથી મુક્ત કરવો જેમ કોઇ ચોર વ્યભિચારી કે હિંસકોને રાજાએ પકડ્યાં હોય તેમને છોડાવવા માટે ગમે તે રીતે ધન ખર્ચવું તે બીજું 'સંપ્રદાન' છે હવે વિચારો કે એમાં આત્મિકસાતા છે કે શારીરિક? અને આવા માણસને મન વધે છે કે અવ્રત? તથા ધર્મપુણ્ય છે કે એકની બીજા પ્રત્યેની સાંસારિક પ્રેમપૂર્ણ સહાનુભૂતિ?

ધર્મચંદ–સાહેબ! શારીરિક સાતા છે અને અવ્રતની વૃધ્ધિ છે, માટે સાંસારિક સહાનુભૂતિજ કહેવાશે

ભિક્ષુસૂરિ–ખોટા ગ્રહાદિક આવવાથી (જેમ શનિ વગેરેની દશા બેઠી હોય) ભયને લીધે યજ્ઞ કે પૂજાપાઠ કરાવવામાં આવે અને તેના નિમિત્તે જે દાન આપવામા આવે તે ત્રીજું ભય દાન કહેવાય છે હવે જુઓ, એમાં હિંસા છે કે દયા? ત્યાગ વધે છે કે ભોગ? અને ધર્મ પુણ્ય છે કે પોતાનો સ્વાર્થ?

ધર્મચંદ–સાહેબ! ચોકખો સ્વાર્થજ દેખાય છે એમાં ધર્મપુણ્ય છે જ ક્યાં?

ભિક્ષુરાજ–કોઇના મરણ પાછળ ત્રીજું બારમું તેરમું બ્રહ્મપુરી કે શ્રાધ કરવા તે ચોથું કારુણ્યદાન છે બારીકીથી વિચારો કે એમા કુલક્રમાગત રિવાજ કે નામના મેળવવા સિવાય દયા પ્રભુની આજ્ઞા, ત્યાગ કે આત્મિક સાતા જેવી વસ્તુ છે? એને ધર્મપુણ્ય કહી શકાય ખરૂં?

ધર્મચંદ–નહિ સાહેબ! એમાં ધર્મપુણ્ય નથી એ તો માત્ર રૂઢિજ છે ધર્મપુણ્ય હોય તો ઘણા આ માર્ગી માણસો મૃત્યુભોજનમા જમવાનો ત્યાગ શું કામ કરે?

ભિક્ષુસૂરિ—ગામના દસ અગ્રેસરો આવી દબાણ કરે, ત્યારે મન વિના પરાણે ગમે તે સાંસારિક સંસ્થાઓનાં ફંડ ફાળામાં રૂપિયા આપવા પડે તે પાંચમું 'લજ્જાદાન' છે હવે એમાં જરા જ્ઞાનદૃષ્ટિથી જુઓ અને પેલા સાત સિદ્ધાંતોથી ન્યાય માગો તો શું ઉત્તર મળે છે? ધર્મપુણ્ય મળે છે કે નહિ?

ધર્મચંદ—સાહેબ! ધર્મ તો આત્મિક વસ્તુ છે અને વૈરાગ્યથી મમતા ઘટાડવામાં છે અને આ તો શરમાશરમીથી આપવું પડે છે એમાં ધર્મપુણ્ય ક્યાંથી હોય?

ભિક્ષુસૂરિ—વિવાહ, લગ્ન, કરિયાવર તથા એવા બીજા કોઈ પણ પ્રસંગોમાં કીર્તિ કે મોટાઈ મેળવવા માટે ધન ખર્ચવું તે છઠ્ઠું 'ગારવદાન' છે આ દાનમાં સમતા કે ત્યાગ જેવી કોઈ વસ્તુ દેખાય છે ખરી?

ધર્મચંદ—નથી, નથી, સાહેબ! કીર્તિની ભૂખ હોય ત્યાં તો ચોકખી મમતા અને ભોગ જ છે અને મમતા તથા ભોગમાં ધર્મપુણ્ય છે જ ક્યાં?

ભિક્ષુરાજ—નાટક, ખેલ, સિનેમા તથા વિષયવાસનાની પૂર્તિ કરવા વેશ્યા વગેરેને ધન આપવું તે સાતમું 'અધર્મદાન' છે એમાં કાંઈ ધર્મ પુણ્ય છે ખરું?

ધર્મચંદ—મહારાજશ્રી! એ તો ચોકખું પાપ જ છે, એમાં ધર્મપુણ્યનું ટીપું પણ નથી

ભિક્ષુસૂરિ—હવે આઠમું ધર્મદાન ઘણુંજ ધ્યાનપૂર્વક સાંભળવા જેવું છે 'ધર્મદાન'ના ત્રણ ભેદ છે ૧ જ્ઞાનદાન ૨ અભયદાન ૩ સુપાત્રદાન કોઈ પણ અજ્ઞાનીને હૃદયપલટો કરાવીને જ્ઞાની બનાવવો તે

'અભયદાન' મન, વચન અને કાયાથી કોઈપણ જીવને મારવો નહિ મરાવવો નહિ અને મરતાને ભલું જાણવું નહિ તે 'સંપૂર્ણ અભયદાન.' અને દેશથી જીવહિંસાના પચ્ચખાણ કરવા તે 'આંશિક અભયદાન.' તથા સુપાત્રને વિધિપૂર્વક શુદ્ધ આહાર, પાણી, વસ્ત્ર આદિ તેને ખપતી વસ્તુ આપવી તે સુપાત્રદાન છે

ધર્મચંદ-ગુરુદેવ! સુપાત્ર કુપાત્રની ઓળખાણ શું?

જિનસૂરિ-ત્રણ કરણ અને ત્રણ યોગથી જીવહિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર તથા પરિગ્રહના જેને પચ્ચખાણ હોય તે સુપાત્ર અને જે આ પાંચે પાપોનું સેવન કરતા હોય તે સુપાત્ર નહિ

ધર્મચંદ-સાહેબ! બહુ કૃપા કરી કે ધર્મદાનનું વર્ણન આવું સરસ અને સરળ કરીને સમજાવ્યું! હવે છેલ્લા બે દાન બાકી રહ્યાં છે તે પણ અત્યારે જ સમજાવવાની કૃપા કરો

જિનસૂરિ-ભાઈ! લો સાંભળો, સંકટ વખતે કોઈએ સહાય કરી હોય અને તે સહાયક જ્યારે સંકટમાં આવી પડે ત્યારે તેના ઉપકારનો બદલો વાળવા તેને પૈસેટકે મદદ કરવી તે નવમું 'કીર્તિદાન' છે, જ્યારે આ મનુષ્ય સંકટમાં છે અને એને અત્યારે મદદ કરીશું તો એ આપણને ભવિષ્યમાં ચોકકસ મદદગાર થશે એમ વિચારી જે કાંઈ આપવું તે દશમું 'ઉચિતદાન' છે લગ્નાદિક શુભ પ્રસંગોમાં ચાંલ્લાના રૂપિયા બે કે મિઠાઈની થાળી વગેરે આપવી લેવી ઇત્યાદિક કાર્યોનો સમાવેશ પણ આ બે દાનોમાં થઈ જાય છે હવે ઊંડા ઉતરીને વિચારો કે આ બન્ને દાનોમાં આપણા સાને સિદ્ધાંતો તપાસતાં કેવળ બદલો વાળવાની તથા વળાવવાની ઇચ્છા જ દેખાય છે, કે ધર્મપુણ્ય?

ધર્મચંદ-સાહેબ! આમાં ધર્મપુણ્ય શાના? આ તો અરસપરસની લેવડ દેવડનો જ હિસાબ છે અને સાંસારિક વ્યવહાર છે

ભિક્ષુરાજ-ધર્મચંદભાઇ! હવે કહો કે દશ દાનમા સાંસારિક કેટલા અને ધાર્મિક કેટલા?

ધર્મચંદ-સાહેબ! શાસ્ત્રિય વિવેચન પ્રમાણે ન્યાયથી વિચારતાં તો ધર્મદાન સિવાયના નવે દાન સાંસારિક જ નકકી થાય છે છતા એમા એક તર્ક તો થઇ શકે છે કે-દશ દાનોમા એક ધર્મદાન છે અને એક અધર્મદાન છે, પણ શેષ આઠ દાનોને માટે પ્રભુએ કોઇ ખુલાસો કર્યો નથી તો આપણે તે આઠ દાનોને સાંસારિક દાન કહીને અધર્મ દાનમા સામેલ કરીએ તો એમા શુ પ્રભુની આજ્ઞાનુ ઉલ્લંઘન નથી થતુ?

ભિક્ષુસુરિ-ભાઈ! જો આપણે પ્રભુના ફરમાનથી વિરૂદ્ધ પ્રરૂપણા કરીએ તો પ્રભુની આજ્ઞાનુ ઉલ્લંઘન થાય પણ આપણે તો શાસ્ત્રોકત ગુણનિષ્પન્ન નામાનુસાર દશે દાનનો સત્ય અર્થ કરીએ છીએ અને ન્યાયથી તપાસતાં હસ્તરેખાની માફક ચોકખુ દેખાય છે કે અધર્મદાન તો લૌકિક દષ્ટિથી પણ ઉચિત નથી અને ઘૃણાસ્પદ છે માટે જ શાસ્ત્રમા આ દાનને શાસ્ત્રકારે ખુલા શબ્દોમા અધર્મદાન કહીને સંબોધન કર્યું છે હવે ધર્મદાન સિવાયના બાકીના આઠ દાનોની બાબતમાં ઊંડા ઉતરીને જોઇએ છીએ તો અમુક દાનમાં ભય દેખાય છે, અને અમુકમાં લૌકિક વ્યવહાર જ્યારે અમુક દાનમા અભિમાન કે કીર્તિ ઝળકે છે અને અમુકમાં લાજ, શરમ તથા બદલો વાળવાની કે વળાવવાની ભાવના હવે કહો ધર્મચંદભાઇ! આ આઠે દાનોમાં કોઇ પણ જગ્યાએ આત્મિકવિકાસ દેખાય છે ખરો?

ધર્મચંદ-ના સાહેબ! દેખાતો નથી આત્મિકવિકાસ તો એક ધર્મદાનમાં જ છે

ભિક્ષુસૂરિ-તો હવે કહો કે તમે આજે વૈરાગ્યથી ઉપવાસ કર્યો તેમાં શું થયું ?

ત્રણે મિત્રો-(એક સાથે હસીને) સાહેબ ! ધર્મ ધર્મ !

ભિક્ષુરાજ-કયા ન્યાયે ?

ધર્મચંદ-સાહેબ ! છ કાયના જીવોની દયા પાળી, પ્રભુની આજ્ઞાનું પાલન થયું, ત્યાગની વૃદ્ધિ થઇ, આત્મિક સાતા થઇ અને શરીર પરથી રાગ ઘટ્યો, આ ન્યાયથી ઉપવાસમાં ધર્મ છે

આચાર્યશ્રી-બીજાને ઉપદેશથી ઉપવાસ કરાવ્યો તેમાં ?

ધર્મચંદ-સાહેબ ! ધર્મ જ છે કારણ કે જે કામ કરવામાં ધર્મ હોય તે કરાવવામાં અને અનુમોદવામાં પણ ધર્મ હોય એમાં વિચારવા જેવું બીજું કાંઇ છે જ નહિ.

ભિક્ષુસૂરિ-તો હવે વિચારીને કહો કે પારણું કરવામાં (બીજા દિવસે ખાવામાં) ધર્મ થાય કે નહિ ?

શ્રાવકો-નહિ નહિ ખાવામાં ધર્મ શેનો, એ તો કર્મ જ છે

ભિક્ષુરાજ-એનો ન્યાય શું ?

શ્રાવકો-સાહેબ ! છ કાયની હિંસા થઇ, ભોગ વધ્યો, આત્મિક સાતા ઘટી અને શારીરિક રાગની વૃદ્ધિ થઇ માટે ખાવામાં ધર્મ નથી

ભિક્ષુરાજ-બીજાને પારણું કરાવ્યું તેમાં ?

ધર્મચંદ-(ચમકીને) પૂજ્યશ્રી! એમાં તો આજ સુધી ધર્મપુણ્ય જ માનીએ છીએ

ભિક્ષુરાજ-ભાઇ! માનવાની તો તમારી મરજી, પણ કયા ન્યાયથી?

ધર્મચંદ-સાહેબ! ન્યાયથી તો ધર્મપુણ્ય દેખાતુ નથી, કારણ કે અમે બન્ને ભાઇઓએ ઉપવાસ કર્યા હતા અને સાથે જ મારે ઘેર બન્નેએ પારણું કર્યું જો મેં પારણું કરવામાં ધર્મ ન થયો તો બીજા ભાઇને પારણું કરાવવાથી ધર્મ ક્યાંથી થાય? આ તો ચોકખી એક ને એક બે જેવી વાત છે પણ ગુરૂદેવ! કદાચ તે બારવ્રતધારી શ્રાવક હોય તો?

ભિક્ષુસૂરિ-શ્રાવકનુ ખાવુ પીવુ પણ અવ્રતમાં જ છે

ધર્મચંદ-શું શ્રાવકનુ ખાવુ પીવુ પણ અવ્રતમાં છે?

ભિક્ષુસૂરિ-એમાં આશ્ચર્ય નહિ કરીને શ્રાવકપણું શું છે? તે જરાક પહેલા સમજી લો કહો ધર્મચંદભાઇ! બારવ્રતધારી શ્રાવક જે મોટી હિંસા મોટું જુઠું મોટી ચોરી પરસ્ત્રી સેવન તથા પચાસ હજાર રૂપિયા ઉપરાંત પરિગ્રહ રાખવાના ત્યાગ કરે તે શ્રાવકપણું છે કે નાની હિંસા કરે, નાનુ જુઠુ બોલે, નાની ચોરી કરે, પોતાની સ્ત્રી સેવન કરે તથા પચાસ હજાર રૂપિયાના પરિગ્રહનો ભોગ કરે તે શ્રાવકપણું છે?

ધર્મચંદ-સાહેબ! એમા સમજવા જેવુ શું છે, આ તો ચોકખુ દેખાય છે કે ત્યાગ કરે એ'નુ શ્રાવકપણું છે અને છૂટ જેટનુ અવ્રતીપણું

ભિક્ષુસૂરિ-હવે કહો કે બારવ્રતધારી શ્રાવક પાંચ લીલોતરી ઉપરાંત ખાવાના ત્યાગ કરે તે તેને કયું વ્રત થયુ?

ધર્મચંદ-સાહેબ! સાતમું વ્રત થયું કારણ કે જેટનો જેટનો ખાવા પીવા પહેરવા વગેરે વસ્તુઓનો ત્યાગ છે તે બધો સાતમા વ્રતમાં છે

ભિક્ષુરાજ-હવે પાય લીતોનરી ખાય છે તે?

ધર્મચંદ-સાહેબ! ખાય તે તો અવ્રતમાં જ હોયને!

ભિક્ષુસૂરિ-બીજો કોઇ શ્રાવક તેને પાય લીનોતરી ખવડાવે તો?

ધર્મચંદ-સાહેબ! જ્યારે ખાનારની ક્રિયા અવ્રતમાં છે તો પછી ખવડાવનારે પણ અવ્રત સેવન કર્યું એમ જ કહેવાશે

ભિક્ષુરાજ-બસ એજ ન્યાયથી શ્રાવકનું ખાવું પીવું વગેરે સાંસારિક ક્રિયા અવ્રતમાં મનાય છે

ધર્મચંદ-સાહેબ! ન્યાયથી તો ઠીક પણ કોઇ આગમમાં આ બાબતનું વર્ણન છે ખરૂં?

ભિક્ષુરાજ-ધર્મચંદભાઇ! ઉવવાઇસૂત્રના પ્રશ્ન ૨૦ માં તથા સૂયગડાંગ સૂત્રના અધ્યયન ૧૮મા માં પ્રભુએ કહ્યું છે કે 'શ્રાવક જે જે ખાય છે પીએ છે, ન્હાય છે, તેલાદિનું મર્દન કરે છે તથા માળા વસ્ત્ર આભૂષણ અલંકાર વગેરે ભોગવે છે તે અવ્રતમાં છે અને ઉપરોક્ત કાર્યોનો જેટનો ત્યાગ કરે તે વ્રતમાં છે' એટલા માટે જ સમવાયાંગસૂત્રમાં શ્રાવકને વ્રતાવ્રતી' કહ્યા છે ત્યાગ જેટનું વ્રતીપણું છે અને ભોગ (છૂટ) જેટનું અવ્રતીપણું છે

ધર્મચંદ-ઠીક સાહેબ! આ વાત તો સમજાઇ ગઇ કે શ્રાવકનું ખાવું પીવું ભોગમાં જ છે પણ એક બીજી શંકા ઉત્પન્ન થાય છે 'જો શ્રાવકને પારણું કરવામાં તથા કરાવવામાં ધર્મ નહિ થાય તો સાધુજી ખાય પીએ તથા કોઇ ગૃહસ્થ તેમને ખાવાનું પીવાનું આપે તેમાં ધર્મ કેમ થશે?'

ભિક્ષુરાજ-ભાઇ! ધર્મ પ્રભુની આજ્ઞામાં છે કે આજ્ઞા બહાર ?

ધર્મચંદ-સાહેબ! ધર્મ છે તો પ્રભુની આજ્ઞામાં જ

ભિક્ષુસૂરિ-જો આજ્ઞામાં ધર્મ માનતા હો તો શ્રીદશવૈકાલિકસૂત્રના ચોથા અધ્યયનમા સાધુજીને યત્નાથી વિધિપૂર્વક ખાવાપીવાની આજ્ઞા આપી છે અને પાંચમાં અધ્યયનમા સાધુજીની ભિક્ષા નિર્વદ્ય પાપરહિત બતાવી છે હવે કહો, સાધુજીનુ ખાવાપીવાનુ શેમા રહ્યું ?

ધર્મચંદ-સાહેબ! ખાનાર પીનારને જો ધર્મ હોય તો ખવડાવનાર પીવડાવનારને પણ ધર્મ જ થાય છતાં કોઇ સાધુઓને દાન દઇ સંસારસમુદ્રથી તર્યાં હોય એવું શાસ્ત્રીય દષ્ટાંત હોય તો સાભળવાનુ મન છે

ભિક્ષુસૂરિ-ભાઇ! વિપાકસૂત્રમાં સુમુખગાથાપતિ (શેઠ) સુદત્ત નામના મુનિરાજને આહાર પાણી વહોરાવી અનંત સંસાર કાપીને પરીત્ત સંસારી થયો (એટલે સંસાર પરિભ્રમણ વધુ ઓછું કરી નાંખ્યું) એવો ઉલ્લેખ છે તથા બારમા વ્રતમા પણ શ્રાવક આજ પ્રતિજ્ઞા કરે છે કે 'હુ શ્રમણુ નિર્ગ્રંથ ને શુધ્ધ નિર્દોષ આહાર પાણી આદિનુ દાન કરતો વિહરીશ'

ધર્મચંદ-ગુરુદેવ! શું મૂળ આગમોમાં સાધુઓની માફક શ્રાવકોને દાન દઇને તર્યાંના દાખલા નથી મળતા ?

ભિક્ષુસૂરિ-ભાઇ! મૂળ આગમોમા તો ક્યાય પણ જોવામાં નથી આવતાં પણ ખેંચાતાણુ કરીને ઘણાં લોકો સધ્ધજમણ નવકારસી 'સાહમીવચ્છલ' તથા પર્યુંષણ આદિ પર્વોને પ્રસંગે પારણાં કરાવવા વગેરે કાર્યોમાં તરી જવાનો પોકાર કરે છે, તે તો આપણે

પ્રત્યક્ષ સામગ્રીએ જોઈએ પણ હવે તમે વિચારીને કહો કે ઉપરોક્ત કાર્યોમાં શું થાય ?

ધર્મચંદ– સાહેબ ! ખરા પ્રમાણે તો ધર્મપુણ્ય નથી દેખાતું પણ એમ સાંભળવામાં આવે છે કે સાહમીવચ્છલ વગેરેમાં કદાચ એકપણ તીર્થંકરનો જીવ આવીને જમી જાય તો જમણવાર કરાવનારનું તો કલ્યાણ જ થઈ જાય

ભિક્ષુરાજ–ભાઈ ! તીર્થંકરનો જીવ વર્તમાન દશામાં ત્યાગી છે કે ભોગી ?

ધર્મચંદ–સાહેબ ! છે તો ભોગી પરંતુ જ માટે તે તીર્થંકર થવાનો છે

ભિક્ષુસૂરિ–દેવાનુપ્રિય ! જે માટે કોઈ સાધુ થવાનો હોય તેને આજે કોઈ દાન આપે તો તે દાન સંસારખાતામાં ગણાય કે ધર્મખાતામાં ?

ધર્મચંદ–સાહેબ ! ધર્મખાતામાં કેમ કહેવાય ?

ભિક્ષુરાજ–ભાઈ ! તો પછી તીર્થંકરના જીવને ખવરાવનારને ધર્મ ક્યાંથી થશે ? છતાં પણ જો કોઈ ભાવી તીર્થંકરનો જીવ જમી જવામાં જમાડનારનું કલ્યાણ માનતા હો તો વિચારો કે તીર્થંકરના જીવો તથા કેટલાક થઈને મોક્ષ જનારા જીવો જમણવારમાં કાચું પાણી પીતા વખતે પીવાઈ જાય તો તેમાં શું થશે ? કારણ કે શાસ્ત્રના આધારે પૃથ્વી, પાણી, વનસ્પતિમાં એવા ઘણાં જીવો રહેલા છે કે જે ત્યાંથી નીકળીને જ માટે મોક્ષમાં જાય ?

ધર્મચંદ–ઠીક સાહેબ ! હવે બરાબર સમજાયું કે ધર્મપુણ્યનો આધાર વર્તમાન દશાના પાત્ર ઉપર રહેલો છે માટે જો સાહમીવચ્છલ, નવકારશી અઘજમણ તથા લહાણી વગેરે ધર્મ સમજીને કરવામાં આવે તો મિથ્યાત્વનું પાપ લાગે અને કર્તવ્ય સમજીને

